કચ્છ ખાખરના સ્વર્ગવાસી કવિ

જાડેજા શ્રી ઉન્નડજી કૃત

# मेघाडम्बर.

સંશોધન તથા ટીકા કરી

પ્રસિદ્ધ કર્તા

## कवि जीवराम अजरामर गोर;

“સરસ્વતી શૃંગાર” ના અધિપતિ ઇત્યાદિ.

કચ્છ-ભુજ.

આવૃત્તિ બીજી; ૧૦૦૦ પ્રતિ.

સંવત્ ૧૯૫૯. ઈ. સ. ૧૯૦૩.

કિંમત રૂ. ૦-૪-૦

શ્રીમન્ મહારાજાધિરાજ મિર્ઝા

મહારાવ શ્રી ૭ સર ખેંગારજી

સવાઇ બહાદુર, જી. સી. આઇ. ઈ.

માલિક-મુલ્ક-એ-કચ્છ.

એઓ નામદારનું ઊંચું જ્ઞાન, ઉત્તમ પ્રકા-
રની પાદશાહી રાજનીતિ, ઉત્કૃષ્ટ
દાતૃત્વ અને પોતાની પ્રજા-
માં વિદ્યા કળાના જ્ઞાન-
ની વૃદ્ધિ કરવાની
હોંસ ઇત્યાદિ શુભ ગુણોથી
આકર્ષાઇને આ લઘુ પુસ્તક અ-
ત્યંતાભારી અને આશ્રિત "પ્રસિદ્ધ
કર્તાએ" ઉપકૃત અંતઃકરણથી પરમાદર પૂર્વક
અર્પણ કર્યું.

# એક માનપત્ર.

## कच्छ-मुंद्रा-गोरक्षक मंडळी तरफथी.



**રાજેશ્રી કવિ જીવરામ અજરામર ગોર.**

આપ આ મંડળીને હમેશા તનમનથી સારી મદદ આપી છે, અને તેની દરેક એકેક વખતે હાજર રહી આપની **રસિક કવિતા** તથા **સૌર્યાન્વિતસુભાષિતથી** સભાસદોનાં મન રંજન કરી. મંડળીની ઉન્નતિ થવામાં સહાયભૂત થયા છો, તેથી તથા હરેક પ્રસંગે આપની **ઉત્તમ કવિત્વશક્તિ** જોઈને આ **મંડળી** તરફથી આપને **સોનાના ચાંદ** સહિત "કવિ"નું પદ આપવામાં આવે છે.

ચૈત્ર શુદિ ૧૦ રવિવાર, સંવત ૧૯૫૦.

તા. ૧૫-૪-૯૪ સભાની સંમતિથી

(અંગ્રેજી સહી) **રતનશંકર ભાઈશંકર.**

કચ્છ-મુંદ્રા ગોરક્ષક મંડળીના પ્રેસીડેન્ટ.

# પ્રસ્તાવના.



આ "**મેઘાડમ્બર**" નામનો ગ્રંથ કવિ **શ્રી ઉન્નડજીએ** સંવત્ ૧૮૬૮ માં બનાવ્યોછે. આ ગ્રંથની એક પ્રત સંવત્ ૧૮૮૦ ના શ્રાવણ શુદિ ૧૫ ગુરૂવારના રોજની 'લાયજાના જાડેજા શ્રી સગરામજી માટે' **કવિએ પોતે સ્વહસ્તે લખેલી** મળીછે, એ અત્યાનંદ પામવા જેવું છે. કવિની તસબીર (છબી) તથા બીજા કેટલાક ગ્રંથોની પણ ભાળ મળી છે, જેથી "**ખુશાબુકુમારી**" ની પ્રસ્તાવનામાં કવિનું જે ટુંક વૃત્તાંત આપ્યુંછે, તે કરતાં વિશેષ અને ભરોસો રાખવાલાયક હકીકત હવે પછી ઝાહેરમાં આવશે, એમ આશા છે.

"**ખુશાબુકુમારી**" નું પુસ્તક પ્રગટ થયા પછી કેટલાક સાધારણ જ્ઞાનના માણસો તરફથી એમ હકીકત ઝાહેર થઇ કે "બાળબોધ અક્ષરમાં વાંચતાં બહુ અગવડ પડેછે, કેમકે બ્યાપારી વર્ગમાં તે લિપિનો પરિચય નથી, જેથી ગુજરાતી અક્ષરોમાં વાં-

ચવાનું હોય તો ઠીક." પણ **વ્રજભાષાના** ગ્રંથો ગુજરાતી અક્ષરોમાં છપાવવા, એ કેટલાક વિદ્વાનોના વિચારથી વિરૂદ્ધ છે, તે કારણથી ગુજરાતી વાંચનારાઓને સગવડ થાય, એટલા માટે આ મેવાડમ્બરની વ્રજભાષાની કવિતાની નીચે ગુજરાતી અર્થ ગુજરાતી અક્ષરોમાં આપ્યોછે. જેથી ઉપરની અડચણ દૂર થશે.

આ ગ્રંથનો વિષય વાર્તિક ન હોતાં અગમચેતિઓ માટે અવલોકન કરવાનો-સૂખો છે, છતાં પણ તેને રસિક કરવા માટે કવિએ જે યુક્તિ કરીછે, તે સાર્થક થઇછે, એમ રસજ્ઞ પુરૂષો સમજી શકશે.

સમુદ્રમાં પ્રવાસ કરનારા નાખુદા વગેરે પાણી અને પવનની વિચિત્ર ગતિઓ ઉપરથી "અમુક વખતે અમુક પ્રકારનું તોફાન થશે" એમ ખાત્રીથી કહી શકેછે, અને તે નિઃસદેહ ખરૂં પડેછે. એ આપણી પ્રાચીન વિદ્યાને પશ્ચિમની અર્વાચીન વિદ્યા પણ અનુમતિ આપેછે. જેથી તેના ખરાપણા વિષે વિશેષ સદેહ રહેતો નથી. એ વિદ્યાના કારણમાં અત્યાનુભવ સિવાય બીજું કંઇ જણાતું નથી. અસા-

ધારણ બુદ્ધિના માણસો એવી વિચિત્ર ગતિઓ ઉપર ધ્યાન આપીને તેની નિરીક્ષા કરેછે, તથા તેમાં આગળના મોટા શોધક અને અનુભવી વિદ્વાનોનો અનુભવ મેળવીને તે બાબતનો બરાબર નિશ્ચય કરી તે ઉદાર બુદ્ધિના માણસો પોતાની મહા મેહેનત અને શોધનો લાભ મનુષ્ય બન્ધુઓને આપે છે! (જુઓ આ ગ્રંથની સમાપ્તિવિષેનો છેલ્લો છપ્પા; જે પરોપકાર અને ઉદાર બુદ્ધિનો પૂરાવો છે.)

કવિ **ઉન્નડજીએ** જુના ગ્રથો સાથે સ્વાનુભવ મેળવી આ નાનો પણ ઉત્તમ ગ્રથ રચ્યોછે, તે આ દેશમા લગભગ સર્વમાન્ય છે, મોટા વ્યાપારીઓ, સારા જોશીઓ, નામાંકિત વહાણવટીઓ તથા એ બાબતના શોખિન બીજા માણસો પાસે આ ગ્રંથ લખેલો ઘણીવાર જોવામાં આવેછે, તેઓમાં એ ગ્રંથનો એક જાદુઇ કલમની માફક મહિમા છે.

કવિ પોતે જ્યારે હયાત હતા, ત્યારે અહીંના અજ્ઞાન લોકો પણ તેમને એક મહાન્ ભવિષ્યવાદી પુરૂષ તરીકે જાણતા, અને આ બાબત ઘણે દૂરથી તેમને પૂછવા માટે આવતા. તેમનો સઘળો આધાર

કવિના આ અમૃતમય વચનોપર હતો. કવિના પ્રસંગમાં આવેલા જે કોઇક વિરલા અને વૃદ્ધ પુરૂષો હયાત છે, તે તેમની આનંદદાયક સત્ય મૂર્તિની અદ્યાપિ સ્તુતિજ ગાયા કરેછે! કવિએ આ દેહને ક્ષણભંગુર સમજી પોતાનો આ અમૂલ્ય અનુભવ આ લઘુ ગ્રંથરૂપ ભંડારમાં ભર્યોછે. તેમાં કેવી અને કેટલી સૂક્ષ્મ બાબતોનો સમાવેશ કર્યોછે, તે બુદ્ધિમાન્ વાંચનારને સહજ સમજાશે.

આ ગ્રંથ વાંચવાથી વહેમી બની જવાતુ નથી, પણ કેટલીક જરૂરી બાબતોનું અવલોકન કરવાની શક્તિ આવેછે. માટે અનુભવ્યા વિના મારા સુધારક બન્ધુઓ આ ગ્રંથની અવગણના નહિ કરે, એમ આશા રાખુંછું. અને તેટલાજ માટે અહીં મિ૦ મણિલાલ નભુભાઇ દ્વિવેદીના શબ્દોનું પ્રિય વાંચનારને સ્મરણ કરાવુંછું:—

"વસ્તુસંભવનાના શક્ય અને અશક્ય એવા નિશ્ચિત ભેદ કરી બેસવું, એ સર્વજ્ઞતાનું કામ છે; પોતાની કલ્પનાને મળતી ન આવે તે બધી વાત 'અશક્ય' એમ કહેવું, શોધક બુદ્ધિને લાંછનરૂપ છે."

નામદાર કચ્છાધિપતિ મહારાજા મહારાવ શ્રી જીએ "ખુશબુકુમારી" નામના ગ્રંથની ૭૫ પ્રત ગ્રંથ છપાયા બાદ વગર માગણીએ માત્ર પુસ્તક જોઈને ખરીદ કરી તથા આ "મેઘાડમ્બર"ને યોગ્ય આશ્રય આપવા માટે ફરમાવ્યું છે; તેથી તેઓ ખુદાવિંદના મારાપરના ઉપરોમાં વધારો થયોછે; માટે આ જગ્યાએ હું તેઓ નામદારનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

ભુજપુર—કચ્છ
તા૦ ૧-૯-૯૧ } જીવરામ અજરામર ગોર.



## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



આ પુસ્તક પ્રગટ થયા બાદ કેટલાક વિદ્વાન મિત્રો તરફથી એમ સૂચના મળી કે "આ ગ્રંથની વ્રજ (હિંદી) ભાષાની કવિતાનો અર્થ ગુજરાતી "કવિતા" માં કર્યોછે, તેના કરતાં જો "ગદ્ય"માં કર્યો હોત તો તે વધારે સરળ–સમજી શકાય તેવો થાત; કારણ કે મૂળ કવિતા કંઇ એટલી અઘરી ન-

થી, તેમજ આ ગ્રંથ વિષે સંબંધીનો હોતાં જે વાતો કવિતામાં ન સમજાય તેને ગદ્યમાં સ્પષ્ટપણે સમજાવવાની જરૂર છે." આ સૂચના મને યોગ્ય લાગતાં આ નવી આવૃત્તિમાં 'ગુજરાતી કવિતા' કાઢી નાંખી મૂળ વ્રજ (હિંદી) ભાષાની કવિતાનો અર્થ ગુજરાતી ગદ્યમાં કર્યોછે, તે સિવાય બીજો વિશેષ જાણવાજોગ ફેરફાર કર્યો નથી. આ નાના પુસ્તકની કિંમત "આઠઆના" હતી, તે અર્ધોઅર્ધ ઘટાડીને માત્ર "ચારઆના" જ રાખી છે, તેમ છતાં કાગળ અને છપાઇમાં ઘણો સુધારો કર્યોછે.

અમારા ખુદાવંદ કચ્છાધિપતિ મહારાજા મહારાવશ્રી સર ખેંગારજી સવાઈ બહાદુર જી. સી. આઈ. ઈ. એમણે આ લઘુપોથીની પહેલી આવૃત્તિની તેમજ બીજા મારાં ઘણાં ખરાં પુસ્તકોની સો સો કોપાઓ ખરીદી મને ઉદાર આશ્રય આપ્યો છે, તેથી તેઓ નામદારનો તેમજ તેમના સેક્રેટરી રા. રા. છોટાલાલ સેવકરામનો હું ઉપકાર માનું છું.

| | |
|---|---|
| અમદાવાદ<br>દીપોત્સવી–સંવત<br>૧૯૫૯ (કચ્છી) | જીવરામ અજરામર ગોર. |

६३२

ॐ श्रीहरिः

# मेघाडम्बरं.

—————

## मंगलाचरण–दोहा.

ॐकार जो शब्द यह, सब घट बोलत सत्त;
कामारी कंसारिको, अंश नराय नमित. 1
एक समय कैलास कँह, उपबन अति सुखदाय;
फल, दलसों तरु झुक रहें, लता लगी लपटाय. २
बिमल बानि बिहँगम बकें, पसरत गंगानीर;
शीतल मंद सुगंधियुत, त्रिविध बहत समीर. ३

સર્વ ભૂતપ્રાણીમાત્રના (અસત્ય) શરીરમાં જે આ ૐકાર (પ્રણવ) શબ્દ સત્યરૂપે બોલેછે, તે કામારિ–શંકર–મહાદેવ (હો), કિંવા કંસારિ–શ્રીકૃષ્ણ–વિષ્ણુ ભગવાન હો, તથાપિ (તે) પુરૂષ અંશ–સ્વરૂપને હું નમસ્કાર કરૂંછું.

એક સમયે (મહાદેવના નિવાસસ્થાન) કૈલાસ પર્વતમાં (જ્યારે) અતિ સુખદાયક બગીચાઓમાં

વૃક્ષો ( પોતાના ) ફળના સમૂહ (ના ભારવડે ) નમી રહ્યા હતાં અને તેમન પર વેલો લપટાઇ રહી હતી. (તેમજ) પક્ષીઓ ચોખ્ખી વાણી બોલતાં હતાં, તથા ગંગા ( જાન્હવી )નું ( પવિત્ર ) જળ ( શિવના મસ્તકપરથી થઇને આસપાસના પ્રદેશમાં ) ફેલાતું હતું; અને ઠંડો, મંદ તથા સુગંધીયુક્ત–એવો ત્રણ્રકારનો ( સુખદ ) પવન વહાતો હતો.

## तोटक वृत.

कइलास बिलासहि शोभ धरें,
शिव बेठत बाग बिछात करें;
शशि भाल बने रुँढ माल धरी,
शिर झूट झटा मध गंग झरी. १
उर नाग बने कँठ नील मनो,
अँग शोभ भभूत भूतेश भनो;
अति आनँद रूप महेश तिहीं,
डमरू कर डाक डहक सही. २
कहुँ दीनदयाल निहाल करें,
अपनो जन जान सुदृष्ट धरें;

अब मोरे अनाथ-सनाथ सही,
अब उग्रडदास सरंन लही. ३
तिहिं त्रिभुवधू सघरी जु मिली,
मध शैलसुता लह शोभ भली;
मनु स्वर्न[1] लता फलफूल धरी;
जग मंगल मात सुहास भरी. ४
गत चाल मराल लजावति है,
मुख राग मलार उचारति है;
इन भांत लिये शिव पास भई,
अति आनँद अंग उमंग दई. ५

( એ પ્રમાણે કુદરતના રમણીય બહારમાં વિવિધ ) વિલાસો વડે કૈલાસ પર્વત શોભાને ધારણ કરી રહ્યો હતો, ( એવે સમયે ) શિવ-મહાદેવ ( ત્યા એક વડના વૃક્ષનીચે ) બિછાત ( બેઠકની ગોઠવણ ) કરીને બિરાજ્યા હતા; ( તેમના ) ભાલ-કપાળને વિષે (બીજનો-બાળ) ચંદ્રમા શોભતા હતા તથા કંઠમાં રૂંઢ ( મનુષ્યનાં માથાંની )માળા ધરી હતી, અને તેમની

1 સુવર્ણ-સોનું. હિંદી અને ચારણી ભાષામાં એવા શબ્દોના પ્રયોગ થાયછે.

જટાની લટોમાંથી ગંગા (જળનાં) ઝરણ વહેતાં હતાં વળી વક્ષસ્થળને વિષે નાગ હતા, કંઠ જેમનો (વિષને ધારણ કરવાથી) નીલ હતો, અને તે ભૂતોના પોતના અંગને વિષે ધારણ કરેલી વિભૂતી શોભતી હતી; એવા અતિ આનંદરૂપ મહેશ્વર ત્યાં હાથમાં ડાક અને ડમરૂ લઈને બજાવતા હતા.

તે દીનદયાળ-ગરીબનિવાજ-શંકર ક્યારેક (પોતાના ભક્તજનોને) નિહાલ કરે; અને તેમને પોતાના-નિજ-જન જાણીને તેમનાપર સારી અમૃતમય દૃષ્ટિ નાખે; એવા અનાથોને સનાથ કરવાવાળા ભોળા ભવનાથ મહાદેવ છે, તેનુ હવે (આ કાવ્યકર્ત્તા તેમનો દીન) સેવક ઉજાડજી શરણું લેઉંછે—પોતાનું કામ નિર્વિઘ્ને પાર ઉતરવાને તેમને શરણે જાયછે.

એવે સમયે ત્યા સિદ્ધ લોકોની એકઠી મળેલી બધી સ્ત્રીઓ વચ્ચે શૈલસુતા-પાર્વતી સારી શોભાને ગ્રહણ કરતાં હતાં; તે જાણે ફળફૂલથી ભરેલી સોનાની વેલી-લતા ન હોય! એવી મંગળસ્વરૂપ જગત જનની-ભવાની સારા મંદહાસવડે શોભતી હતી, તેનાલામા હંસની ગતિને લજાવતી, અને મુખથી

મધુર સ્વર વડે "મલ્હાર" રાગને ઉચ્ચારતી અંગમાં અતિ આનંદ ને ઉમંગભેર (પોતાના તેમજ જગતના પતિ) શિવ-મહાદેવની પાસે આવી.

## દોહા.

शंकर हस आदर दियो, सन्मुख आसन दीन.
सब सखियनतें बेठहें, पारवती परबीन. १
शैलसुता कर जोर कह, "सुनो पियु प्राणेश !
मम जीवन मम नाथ हो, मम प्रीतम महेश !२
उत्पति स्थिति लय करनको, तुम समर्थ हो देव !
सत, रज, तम, गुन तीनमें, अहे तुमारो भेव. ३
बरषा किन बिध होत हे? किन बिध गर्भ धरत?
सूक सेवन क्यों जातहे? मोहि कहो भगवंत! ४

મહાદેવ (તેમને) મંદહાસ્યથી આદર આપીને (પોતાની) સામે બેસવાને આસન આપ્યું, ત્યાં પ્રવીણ પાર્વતીજી પોતાની સર્વ સખી (સિદ્ધાંગના)ઓ સહિત બેઠાં; અને—તે શૈલસુતા પાર્વતીએ હાથ જોડીને (પોતાના પતિ પ્રત્યે) કહ્યું કે:—

"હે પ્રાણપતિ ! પ્રિયતમ ! મારા જીવન તથા નાથ ! તથા મારા પ્રિયતમ મહેશ્વર દેવ ! આ જગ-

તની ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહાર કરવાને આપ સમર્થ છો, તથા સત્વ, રજ અને તમ એ ત્રણે ગુ-ણમાં તમારોજ પ્રકાશ છે. (માટે મને કહો કે–)

વરસાદ શી રીતે થાયછે? (તેનો) ગર્ભ શી રીતે ધારણ થાયછે? અને સંવત્સર સૂકો (દુષ્કા-ળ) કેમ જાયછે? તે હે! ભગવન્! મને કહો."

(ત્યારે મહાદેવજી પાર્વતી પ્રત્યે કહે છે કે–)

## चोपाइ.

सुनो भवानी! सब बिधि सारी,
जिनतें बरषा होवत प्यारी!
चंद्र-वधू सतवीश हे भामा,
अश्विनि* आदि नछत्रके नामा. १

---

*નક્ષત્રો સત્યાવીશ છે, તે ચંદ્રની સ્ત્રીઓ ગણા યછે, તેમનાં નામ, તારાઓની સંખ્યા અને આકાર નીચે પ્રમાણે છે:—

(૧) અશ્વનીના ત્રણ તારા છે, અને તેનો આકાર ઘોડાના મોઢા જેવો છે, (૨) ભરણીના ત્રણ ત્રિકોણા-કાર, (૩) કૃતિકાના છ અસ્ત્રાના ફળને આકારે, (જેને "ઝમખું" કહે છે), (૪) રોહિણીના પાંચ ગાડાને આકારે

तिनमें गरभ धरेहँ जेती,
समय पाय बरषा ह्वे तेती;
देवी! सुनो तासके लच्छन,
जाको जाने कोऊ बिचिच्छन. २

( જેને 'આડલી' કહેછે, ) (૫) મૃગશિરના ત્રણ હરણના મોઢાને આકારે (૬) આરદ્રાનો એક હીરા જેવો, (૭) પુનર્વસુના ચાર ઘરને આકારે (૮) પુષ્યના ત્રણ બાણને આકારે, (૯) અશ્લેષાના પાંચ ચક્રાકારે, ( ૧૦ ) મઘાના પાંચ ઘરના છાપરાને આકારે, (એને 'ગોમુત્રિકાનો આકાર' પણ કહેછે, ) (૧૧) પૂર્વાફાલ્ગુનીના બે માંચડાને આકારે, અને (૧૨) તેની સાથે ઉત્તરાફાલ્ગુનીના બે તારા મળવાથી તે ચાર મળીને પલંગના જેવો આકાર થાયછે, (૧૩) હસ્તના પાંચ પંજાને આકારે, (૧૪) ચિત્રાનો એક મોતીને આકારે, (૧૫) સ્વાતિનો એક પ્રવાળા જેવો (જરા લાલ), (૧૬) વિશાખાના ચાર તોરણને આકારે, (૧૭) અનુરાધાના ચાર તારા જમતાં થાળી પાસે બળીદાન મૂકે છે તેવે આકારે (પણ હાર જરા વાંકી હોય છે), (૧૮) જેષ્ઠાના ત્રણ કુંડળના ત્રણ મોતીની હાર હોય તેવા, (૧૯) મૂળના અગિયાર સિંહના પૂછડાને આકારે, (૨૦) પૂર્વાષાઢાના બે

"હે! પ્યારી ભવાની! જેના વડે વરસાદ થાય છે, એવી સર્વ સારી વિધિયો–પ્રકાર હું તમને કહુંછું તે તમે (ચિત દઇને) સાંભળો:–અશ્વિનિ આદિ જે સતાવીશ નક્ષત્રનાં નામ છે, તે ચંદ્રની સ્ત્રીઓ છે.

તે (સત્યાવીશ)માંની જેટલી (સ્ત્રીઓ ચદ્રના ગમન–ગતિ વડે) ગર્ભને ધારણ કરેછે, તેટલી (પૂરા) સમયને પ્રાપ્ત થઇ–મેળવીને વરસાદ રૂપ ફ-ળને આપેછે. હે! દેવી! હવે સાંભળો, હું તેનાં લક્ષણ તમને કહુ છું, કે જેને કોઇક વિચિક્ષણ–વિ-દ્વાનોજ (માત્ર) જાણે છે:–

---

હાથીના દાંત જેવા, (૨૧) ઉત્તરાષાઢાના બે માચડાને આકારે (૨૨) શ્રવણના ત્રણ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળની પેઠે ઉપરાઉપરી છે, (૨૩) ધનિષ્ટના ચાર મૃદંગને આકારે, (૨૪) શતભિષાના સો તારા ગોળ ચાળણીને આકારે, (૨૫) પૂર્વાભાદ્રપદાના બે મોટા માંચડાને આકારે અને (૨૬) ઉત્તરા ભાદ્રપદાના બે સરખા જોટાને આકારે છે, પણ બંને ભાદ્રપદાના ચાર તારા મળવાથી ચોક જેવો આકાર થાયછે અને (૨૭) રેવતીના બત્રીશ તારા મોટા મૃદંગને આકારે છે.

कार्ती, अग्रहन, पोष, कहीजे,
म्हा, फागन, अध चैत्र भनीज़े;
साडपंच मास दिन राती,
लिखते जावें पंडित पाती. ३
इनमें गर्भ धर्यो जब पेखो,
तिनथें निर्मल मूर दिन लेखो;
त्रयोदशो बी निर्मल होई,
तब निश्चय ग्रभ धरियो सोई. ४

(૧) કાર્તિક, (૨) માગસર, (૩) પોષ, (૪) મહા, (૫) ફાગણ અને (૬) અર્ધો ચૈત્ર; એ સાડાપાંચ માસમાં દિવસ તેમજ રાત્રિયે પંડિત-વિદ્વાન લોકોએ કાગળપર લખતા જવું.

એ (સાડાપાંચ માસ)ની અંદર જ્યારે ગર્ભ ધારણ થયેલો જુઓ, અને તેનાથી પાંચમો તેમજ તેરમો દિવસ પણ જો નિર્મળ (વાદળાં વિનાનો સ્વચ્છ) તો ત્યારે નિશ્ચય પૂર્વક ગર્ભ ધારણ થયો, એમ માનવું.

कार्ती मास्महिं जो ग्रभ पावे,
तो अषाढ वरषा वरषावे;

मागसर सुद एकम दिन जानो,
झीनी बद्दली होय बखानो. ५
तीन दिना निरमल कहावे,
त्रयोदशो भी निर्मल आवे;
तब निहचें गर्भ धरियो जानो,
एती विध पंडित! पहिचानो. ६

કાર્તિક માસની અંદર જે ગર્ભ ધારણ થાય તેના પરિણામ રૂપે અનુક્રમે અષાઢ માસમાં વરસાદ વરસે. ( એ સામાન્ય નિયમ છે. )

જો માગસર શુદિ ૧ ને દિવસે આકાશમાં ઝીણાં વાદળ હોય અથવા પરોઢિયે સારો ઠાર ( ઝાકળ ) આવ્યો હોય અને તે પછીના ત્રણ દિવસ (માં આ-કાશ ) સ્વચ્છ હોય તથા તે પછીનો તેરમો દિવસ પણ તેવોજ સ્વચ્છ આવે તો નિશ્ચય ગર્ભ ધરાયો, એમ પંડિતો તમે સમજો.

गरभ धरनको लच्छन एहा,
सात प्रकारहुते कहुँ तेहा;
एकादशतें बिगरत होई,
बहुर कहों ताकी विधि सोई; ७

હવે જે ગર્ભ ધારણ થવાનાં સાત પ્રકારનાં લક્ષણ છે તે હું કહુછું; તેમજ તે પછી અગિઆર પ્રકારે કરી ધરાયલા ગર્ભનો સ્રાવ (વિનાશ) થાય છે, તેની રીતિને પણ વર્ણવું છું:-

## दोहा.

बादर[1] गाजत[2] बीजरी,[3] चंद्र[4] सूरको[5] कुंड;
बादल फाटी हेम[6] पर, इंद्र धनुष[7] प्रचंड. १
सप्त प्रकार सुनाय तुम, इनथें गर्भ धरंत;
तीन दिना निर्मल रहे, त्रयोदशो आवंत. २

(૧) વાદળ, (૨) ગર્જના, (૩) વીજળી, (૪) ચંદ્રને તથા (૫) સૂર્યને કુંડ (પરિવેષ) કુંડાળું,*(૬) વાદળાં ફાટીને ઘણી ઝાકળનું વરસવું અને (૭) ઇંદ્ર (મેઘ) ધનુષ, એ સાત પ્રકાર તમને સંભળાવ્યા, તેથી ગર્ભ ધારણ થાયછે; તે ગર્ભ ધારણ થયા પછીના ત્રણ દિવસ તેમજ તેરમો દિવસ પણ નિર્મળ આવવો જોઇએ.

बिन बादल [1]दामनि दमक, दिश [2]अजदिशपें जाय;
धरा[3] धूज, करहा[4] परें, रातड[5] बरसे आय. ३

---

* એને સંસ્કૃતમાં પરિવેશ–ષ કહેછે.

उडे पषाण[6] धुहर[7] अति, तारा[8] बहुत पतंत;
चंद[9] सूर्यको[10] ग्रहन हवे, ओस[11] बहुत आवंत. ४
एकादश्श प्रकार यह, धर्यो गरभ गलजाय;
इनमेंथें एको नहि, बरषा बरषे आय.

(૧) વાદળાં વિનાની વીજળી દેખાય, (૨) તે (વીજળી) અવળી-વિરૂદ્ધ દિશામાં જાય; (૩) ધર-તી ધ્રુજે, (૪) કરાનો વરસાદ થાય, (૫) રતાશ-વાળું આકાશ છતાં વરસાદ વરસે (૬) પથ્થર (કાંકરી) અને (૭) ધૂળ અતિ ઉડે, (૮) ઘણા તારા ખરે, (૯) ચંદ્રગ્રહણ, તથા (૧૦) સૂર્યગ્રહણ થાય અને (૧૧) ઘણી ઓસ આવે.

એ અગિયાર પ્રકારથી ધારણ થયેલો ગર્ભ ગળી (શ્રવી) જાયછે; અને તે માંહેલો એકે ગર્ભ વરસાદ વરસાવે નહિ.

## नाराच वृत्त.

बिज सु जेष्ठ एकमं सु सांझमांझ देखियं,
कहुं सु वादलं कि बीज चमकार पेखियं;
दिनं सु तीसरे कि पौ'र तीसरे कहावहीं,
जितो सु बीज गर्भहे, तितो सु मेह आवहीं १

જેઠ વદિ ૧ ને દિવસે સાંજ (સંધ્યા)ને વખતે જો ક્યાંય વાદળાં કે વીજળીનો ચમકારો દેખાય તો તે પછી ત્રીજે દિવસે અથવા ત્રીજે - પહોરે જેટલું ગર્ભનુ બીજ (આગળ રહેલ) હોય તેટલો વરસાદ (નક્કી) આવે.

## दोहा.

उत्तर दिशतें आवहें, याको यही बिचार;
बादल प्रभ जा दिशि चढें, ता दिश बरसें बार. १

તેનો એ વિચાર છે કે તે વરસાદ ઉત્તર દિશાએથી આવશે, અને (મૂળ) ગર્ભનાં વાદળા જે દિશામાં ચડયાં હોય, તે દિશામાં તે વારિ–પાણી વરસશે.

## चोपाइ.

चंद्रकुंड अरु गाज कहावे;
इंद्रधनुपको मेह जु आवे;
वाव्य कोनतें आवत होई,
इन प्रकार प्रभ जानो सोई. १

ચંદ્રનો પરિવેષ (કુંડાળું), ગર્જના અને મેઘ (ઇંદ્ર) ધનુષના (ગર્ભનો) જે વરસાદ આવે, તે વાયવ્ય ખૂણા

તારીખથી આવે. એપ્રકારના એ (ત્રણે ગર્ભ) જાણો.

चंद्रकुंड अरु बादल कहिये,
इंद्रधनुष प्रभ मेह सु लहिये;
इकशत दिन पंचानुं पावे,
निश्चय मेघ मंडलथें आवे. २
षट मासहि दिन पँदर कहावे,
आभामंडल घन वरसावे;
मावाठाको मेघ कहीजें,
दे सत व्यासी दिनतें लहिजे. ३
नव मासहि दिन बारा जानो
वरसा वरसे निहचें मानो;
गाज बीजें सूरजकुंड कहियें,
छठे मास वे बरषा लहियें. ४

(વળી) એ ચંદ્રકુંડ, વાદળની ગર્જના અને ઈંદ્રધનુષના (ગર્ભનો) વરસાદ (ગર્ભની તારીખથી) ૧૯૫ દિવસ પૂરા થયે જરૂર મેઘ મંડળમાંથી આવે એમ જાણવું.

એ પ્રમાણે—ઉપર લખેલા ત્રણ ગર્ભ છ માસને પંદર દિવસે આભામંડળમાંથી નક્કી વરસાદને વર-

સાવે; તથા માવઠાના ( ગર્ભનો ) વરસાદ ૨૮૨ દિવસે આપણે મેળવીએ.

બસેં બ્યાસી દિવસ એટલે નવ મહિના ને બાર દિવસ થાય, ત્યારે ( માવઠાનો ગર્ભ પરિપકવ થાય છે તે નક્કી વરસાદ વરસાવે એમ માનવું. વળી વીજળી સાથે ગર્જના અને સૂરજકુંડ (પરિવેશ)ના ગર્ભનો બરાબર છઠ્ઠે મહિને (૧૮૦ દિવસે ) આપણે વરસાદ મેળવિયે.

जा दिनथें प्रभ बंध्यो होई,
सप्त प्रकारहितें कर सोई;
ता दिनवें गिनती गिनयावें,
नित देखे नित लिखते जावें. ५

ઉપરનાં સાત પ્રકાર (જુઓ પૃષ્ટ ૨૧ મે છંદ ૧ લો) માંથી કોઇ એક કે તેથી વધારે પ્રકારનો ગર્ભ જે દિવસે બંધાયો હોય ) તે દિવસથી ચોકસ ગણુતરી કરવી અને રોજ ( આકાશમાં ) જોવું અને રોજ જે જે ચિન્હ કિંવા ફેરફાર થાય, તે તારીખવાર બરાબર નોંધતા જવું.

## दोहा.

कार्तिक-पूनम कृत्तिका, इंदुसें उतरान;
मेघ अषाढ हि मासमें, बिमल सुनो विद्वान ! १
उंची जो कुछ आवहे, बरषा जेठ बनेह;
नीचीकों जो निरखियें, भादो श्रावन मेह. २
अत ऊंची नीची रही, पोषही पडवा[1] जोय;
वृश्चिक उदे प्रभातमें, वर्ष न निष्फल होय. ३
चैतर सुदकी पंचमी, रोहनि शशी इक राश;
अन्न वेचक धन करो, कविजन कहत प्रकाश. ४
आगे चंद जु आवहें, अन मोंघो हवे जात;
जदपि मेघ-वृष्टि भई, तदपि सुनो इक बात. ५

કારતકની પુનમે (આકાશમાં જોતાં) જો કૃતિકા નક્ષત્ર ચંદ્રમાથી ઉત્તરે દેખાય તો અશાડ માસમાંજ વરસાદ વરસશે, એમ હે! વિમળ બુદ્ધિવાળા વિદ્વાન! તમે સાંભળો. અને-

જો કૃતિકા નક્ષત્ર ચંદ્રથી કંઇક ઉંચું આવે તો

---

(૧) પુનમિયા મહિના પ્રમાણે વદ ૧ પડવો. પોષના પડવા સુધી બહુ ઉંચો કે નીચો રહે અને વૃશ્ચિક રાસીનો ઉદય પ્રભાતમાં થતો હોય તો વર્ષ નિષ્ફળ ન થાય.

જેઠ માસમાં વરસાદ થાય, તથા કંઇક નીચું દેખાય તો શ્રાવણ–ભાદરવામાં વરસાદ થાય.

વળી જો તે ચંદ્રથી અતિશય ઉંચી કિંવા નીચી રહી જતાં પોષ વદિ ૨ સુધી વૃશ્ચિક નક્ષત્રનો ઉદય પ્રભાતમાં થાય તો "વર્ષ નિષ્ફળ નહિ જાય" એમ સમજવું.

ચૈત્ર શુદિ ૫ ને દિવસે રોહિણી નક્ષત્ર અને ચંદ્ર એક રાશિમાં હોય તો, કવિ લોકો ખુલ્લું કહે છે કે "અનાજ વેચીને પૈસા કરો;" એટલે કે વરસ સફળ થશે અને અનાજ ઘણું પાકશે.

એ ( ચૈત્રશુદિ ૫ ને ) દિવસે જો ચંદ્ર રોહિણી નક્ષત્રથી કંઇ આગળ આવ્યો–વધ્યો હોય, તો જોકે વરસાદ થયો હશે તોપણ અનાજ મોંઘું થઇ જશે. એ એક વાત તમો સાંભળો–ધ્યાનમાં રાખો.

**अहो ! सुंदरि ! अब सुनो, मेघमाल फल जोय;**
**जब याको गर्भहि धरे, तब वरषाकृत होय. ६**

મહાદેવ પાર્વતીને કહે છે કે–હે ! સુંદરી ! હવે જે "મેઘમાળા"નું ફળછે, અર્થાત્ જ્યારે જ્યારે જેનો ગર્ભ ધરાય તેને લીધે જ્યારે જ્યારે વર્ષાઋતુ

ચાર થાય, તે કહુંછું તેને સાંભળો:-

## चोपाइ.

कार्तिक सुद एकमतें कहियें,
सोई अमावास्या लग लहियें;
दिन सोलहकी गिनति कीजे,
चार चार तिथि बेचाहि दीजें. १

કારતક શુદિ ૧ (ગુજરાતનું 'નવુંવર્ષ'-દીવાળી-ને બીજે દિવસ) થી તે શુદિ ૧૫ સુધી ૫દર દહાડા અને સોળમો અમાવાસ્યાનો દહાડો લઇએ; એવી રીતે સોળ દિવસની ગણત્રી કરીને તેમાંથી ચાર ચાર દહાડા વહેંચીને તેના ચાર ભાગ પાડવા.

एकम द्वितिया तृतिया देखो,
चोथि सुधारे तो फल पेखो;
अंबर गरजें दामिनि दरसें,
जेठ मास बरषा बहु बरसे. २

તેમાં એકમ, બીજ, ત્રીજ અને ચોથ, એ ચાર દહાડા સુધરે, એટલે આકાશમાં ગર્જના થાય, વીજળી દેખાય, (વાદળાં હોય, ઝાકળ પડે), ઇત્યાદિ ગર્ભ ધારણનાં ચિન્હો હોય તો જેઠમાસમાં ઘણો વરસાદ

થશે, એમ જાણવું. તેમજ–

पांचम छठ सातम तिथि केसी,
आठम सुधरे तो विधि एसी;
मेघ अषाढ मयूँर घम राजे,
मेघाडम्बर अम्बर गाजे. ३

પાંચમ, છઠ્ઠ, સાતમ ને આઠમ, એ ચાર દહાડા ઉપર પ્રમાણે ગર્ભ ધારણના કોઇ પણ ચિન્હથી સુધરે તો **અશાડ** માસમાં આકશને વિષે મયૂરોને હર્ષાવનારી ગરજના ગરજે અને વરસાદ થાય, એમ માનવું.

नवमि दशमि एकादशि कहिये,
द्वादशि सुधरे तो विध लहिये;
श्रावन मास बपैया बहके,
चहु दिशि बरसे दादुर दहके. ४

નોમ, દશમ, અગિયારસ ને બારસ, એ ચાર દિવસ ઉપર પ્રમાણેનાં ચિન્હોથી સુધરે તો **શ્રાવણ** માસમાં ચારે દિશાઓમાં વરસાદ વરસવાથી બપૈયા ઉન્મત્ત થશે, અને દેડકાંઓ બોલશે, એમ જાણવું વળી–

त्रयोदशि चतुर्दशिको जानो,
पूनम अमावास शुध मानो;
भाद्रपदे वरषा बहु पावे,
दंपति रित अति प्रीत बढावे. ५

તેરશ, ચૌદશ, પૂનમ અને (છેલ્લે) અમાસ, એ ચાર તિથિઓ જો ઉપલાં ચિન્હોવડે સુધરે તો **ભાદરવા** મહિનામાં દંપતિ-સ્ત્રીપુરૂષોના મનમાં અતિશય પ્રીતિ વધે એવા પુષ્કળ વરસાદ વરસીને સારી વર્ષાઋતુ થાય.

## दोहा.

एक दिवसके सात दिन, यामे संशय नांहि;
अब ग्रभलच्छनकों कहों, शैलसुता ! सुन तांहि. १

એ રીતે ધરાયલ ગર્ભના પરિણામરૂપ એક દિવસના વર્ષાઋતુમાં સાત દિવસ સમજવા, એમાં કાંઈ સંશય નથી હવે હે ! શૈલસુતા ! ગર્ભનાં લક્ષણ કહું છું, તેને તમે સાંભળો:-

## तोटक वृत्त.

कहुँ कार्तिक मासहिमें बदला,
रंग पंच स्वरूप रचे जद ला;

इक श्वेत पीतं अरु शाम घटा,
इक अबक कास बरंन अटा. १
इन भांनज अंबर शोभ धरे,
कहु कोरंभ[1] रूप अनेक करे;
जब कार्तिकमें वह रूप लहो,
बरषा वरसे चत्र मास कहो. २

ક્યારેક કારતક મહિનામાં વાદળાં પચરંગી સ્વ- રૂપ ધારણ કરેછે, તેમાં કોઇ ધોળાં, પીળાં, શ્યામ, ઇત્યાદિ અથવા આકાશમાં વિવિધ રંગનું મેઘ ધનુ- ષ્ય તથા–

મહેલો જેવા આકાર દેખાવછે; એ રીતે જ્યા- રે આકાશ શોભાને ધારણ કરેછે તથા ક્યાંક ધુર- વા–વરસાદની શેરો જેવું દેખાઇને તે વિવિધ અનેક રૂપને ધારણ કરેછે; જો કારતકમાં એવાં વિચિત્ર રૂપ વાદળા વગેરે દેખાય; તો ચારે મહિના (ચોમા- મા)માં વરસાદ (પુષ્કળ) થશે એમ માનવું.

---

૧ વરસાદની ઉભી શેરોને કુરંભ કે કોરંભ (ધુરવા) કહેછે, બહુધા જે દિશામા એ કોરંભ દેખાય છે, ત્યાં વર્ષાદ વરસતો હોયછે.

दिन कार्तिकके अब चार कहे,
बरषा ऋतु एकहि मास लहें;
सुद एकमयें गिनती गिनहो,
अमवास लगे अहकाश लहो. ३

હવે કારતક માસના એવા ચાર દિવસ બતાવું-છું કે જેના ચિન્હો જોવાથી તે એકજ મહિનામાં આવતી વર્ષાઋતુનું ભવિષ્ય જણાય; તેમાટે શુદિ ૧ થી ગણત્રી ગણવી અને અમાવાસ્યા સુધી આ-કાશમાં અવલોકન કરવું.

## दोहा.

कार्तिक सुदकी पंचमी, अष्ट इकादशि जोय;
वह निर्मल जो होत हे, तो बरषा बहु होय. १
गाज बीज वृष्टि भई, निहचें परे दुकारि;
एसी बिध वह लीजियें, सुन अचलेशकुमारि! २
सुद एकम द्वतियानको, रविवार यदि आत;
बरषा बुंद न परतहे, सुन मृगनयनी! बात. ३

કારતક શુદિ (૫) પાંચમ, (૮) આઠમ અને અને (૧૧) અગિયારસ, એ ત્રણ તિથિઓ જો નિ-ર્મળ (આકાશ સ્વચ્છ—વાદળ વિનાનું) હોય તો વ-

રસાદ બહુ થશે, એમ સમજવું; પરંતુ એ દિવસોમાં ઉપર પ્રમાણે ન હોતાં ગર્જના, વિજળી કિંવા વરસાદ થાય તો નિશ્ચય દુકાળ પડશે; એમ હે! અચળેશ-કુમારી–પાર્વતી! તમારે માનવું. તેમજ ચોથી તિથિ (કારતક) શુદિ એકમ અથવા બીજનો જો રવિવાર આવે તો વરસાદની એક બુંદ પણ નહિ પડે, એમ હે! મૃગનયની! તમે એ વાતને (બરાબર) સાંભળો.

## सवैया.

सति! कार्त्तिककी सुद सातमर्थे,
दिन आठहि पूनमलों दरसें;
धुमकेतु[1] कहां पुछतारे अरु,
कब सूरजकुंड कच्चा बरसें;
कहु गाजहि बीज अकाशहिमें,
सर नीर पछी सबहें तरसें;
अरु भाजत छत्र न अन्न मिले,
तृन जीव सबे दुलहे अरसें. १

---

१ ઊંચી શિખા (ધ્વજ) વાળા તારા અને બીજા નીચી શિખા (પૂછડી) વાળા તારા.

હે ! સતિ ! કારતકની શુદિ ૭ થી પૂનમસુધી-ના આઠ દિવસની અંદર જો ધુમ્રકેતુ ( ઉચી શિખા-વાળા કિવા ) નીચે પૂછડાવાળા તારા, સૂરજ કુંડ-કુંડાળું-પરિવેશ, કરાનો વરસાદ તથા ક્યાંય ગ-ર્જના, કે વીજળી આકાશમાં દેખાય, તો એમ સમજવું કે ' પાણી વિના તળાવ ( જળાશયો ) સૂકાં રહેશે અને ( પશુ ) પક્ષી આદિક તરસ્યાં રહેશે-તરસથી મરી જશે; છત્રભંગ થશે, (મનુષ્યોને ) અન્નખાવાને નહિ મળે, તૃણ-ઘાસ વિના એ વરસમાં પ્રાણીઓ અતિદુઃખ પામશે.

## चोपाइ.

कार्तिक बिद एकमथें पावें,
सात दिवस नभ निर्मल भावें;
सुनो भेद ए प्रानहु प्यारि !
तब बरषा ऋत होवत भारी. १
कार्तिक बिद नामहु कहाया,
दिन बारह दल बादल छाया;
तीन त्रिना आषाढ हु जावे,
घटा उमंड कोर घन आवे. २

કારતક વદિ ૧ થી માંડીને સાત દિવસ સુધી જો આકાશ નિર્મળ (વાદળાં વિનાનું) રહે, તો હે પ્રાણપ્યારી! તમે સાંભળો કે તેનું પરિણામ એ થાય કે-વર્ષાઋતુ ઘણીજ ઉત્તમ થાય. તેમજ જ્યાંથી 'કારતક વદિ' નામ પડયું ત્યાંથી માંડીને બાર દિવસ (વદિ ૧ થી ૧૨) સુધી જો આકાશમાં વાદળાંનો સમૂહ છવાયો રહે તો અશાડના ત્રણ દિવસ જવા પછી ઘટાઘુમંડ (ઘણાદમામથી) કરીને (અવશ્ય) વરસાદ આવે. પરંતુ તે વરસમાં-

## दोहा.

**नरपशुकों कुंछ रोग है, सुख दुख सह शरीर;**
**सुनो मागसर मासमें, कहों बिचार सर्मार. १**

માણસ કિંવા પશુના સમુદાયમાં કંઇ રોગ (મરકી) પેદા થાય, તેથી શરીરે પ્રાણીઓ સુખદુઃખ ભોગવે. હવે હું **માગસર** માસમાં **"વાયુવિચાર"** કહું છું, તે (તમે) સાંભળોઃ-

## चोपाइ.

**मागसर सुद सातमथें पेखो,**
**छठ लग एसो भेद सु लेखो;**

पश्चिम दिशको पवनहि सरसें,
भादो बिदकीं आठम बरसे. १
बिद सातमथैं दश दिन का'वे,
पूरव वायु दुकाल दिखावे;
अमावास लग दश दिन ताई,
हीम परे तो भेद कहाई. २
जेठहि बिद चवदशी कहावें,
मेघ घटाकर चहु दिशि आवे;
हीम जिते दिन मांहि रहावे,
तेते दिन बरषा बरषावे. ३

માગસર શુદિ ૭ થી જુઓ અને (વદિ) ૬ સુધી તેના ભેદ-પ્રકારની ગણત્રી કરો. જો પશ્ચિમ દિશાનો પવન વધારે વાય, તો (આવતી વર્ષાઋતુની) ભાદરવા વદિ ૮ નો વરસાદ થાય. વદિ ૭ થી માંડીને દશદિવસ સુધી જો પૂર્વ વાયુ (ઉગમણો) વાય તો તે દુકાળને દેખાડે; પરંતુ તે દશ દિવસમાં અમાવાસ્યા સુધી જો ઠાર-ધુમસ પડે તો તેમાં કંઇ ભેદ-તફાવત-કહેવો. એટલે (જો તેમ થાય તો) જેઠવદિ ૧૪ ને દહાડે ચારે દિશાએથી મેઘ ઘટા-

ધુમંડ કરીને આવે-વરસે અને માગસરની અમાવાસ્યા દરમ્યાન જેટલા દિવસ ઠાર-ધુમસ રહી હોય, તેટલા દિવસ સુધી વરસાદ વરસે.

## दोहा.

कमलनेनी ! शशीवदनी ! सुन, पोष मास फल जान;
सुद एकम दिन सातलों, तांका कहुं फल मान. १
गाज बीज बरषा करे, बादल जो नभ होय;
भादो दिन सतबीश लग, बूंद न परहे कोय. २
सुद सातमथें पंदर दिन, हेमहि पछम समीर;
जेठहि सुदके आठ दिन, बरषा बरसे नीर. ३

હે ! ચંદ્રમુખી અને કમળનયની ! હવે હું પોષ માસનું ફળ કહુંછું, તે તું સાંભળ: ( તેમાં પ્રથમ ) શુદિ ૧ થી માંડીને સાત દિવસ સુધીનુ ફળ કહુંછું: એ સાત દિવસમાં જો ગર્જના, વીજળી કે વરસાદ થાય તો ( આવતી વર્ષાઋતુના ) ભાદરવાના ( પહેલા ) સત્યાવીશ દિવસ સુધી વરસાદની એક બુંદ પણ નહિ પડે; પણ જો પોશ શુદિ ૭ થી પંદર દિવસ સુધી ઠાર-ધુમસ પડે અને પશ્ચિમનો પવન વાય તો જેઠના શુદિ પક્ષથી આઠ દિવસ સુધી

વરસાદનું ( પુષ્કળ ) પાણી પડે.

सवैया.

पोषहुकी बिद एकही सातम,
बारसकी बिध एसी करावे;
जो बदरा कहु दामिनि देखत,
आषढके दिन तीन गमावे,
पीछे घनी बरषा बरसे धर,
अंबर डंबर छाइ रहावे;
उग्रडदासको स्वामि कहे शिव
पारवती सम भेद बतावे. १

એક પોષ વદિ ૫ અને બીજી વદિ ૭ એ બે દિવસોમાં જો કોઇ જગાએ વાદળાં કે વીજળી દેખાય, તો અષાઢ મહિનાના ત્રણ દિવસ વીત્યા પછી આકાશ વરસાદના આડંબરવડે છવાઇ રહે ને ઘણો વરસાદ વરસે; એમ ઉગ્રડદાસના સ્વામી - મહાદેવજી પાર્વતી પ્રત્યે વરસાદનો ભેદ બતાવેછે.

कार्तिककी सुद बारस को;
कँहु मागसरकी सुद दश्शमि देखो;

है सुद पोषकी पंचमि पूरन,
म्हा सुद सातम एसें हि लेखो;
मासहि चारमें ए दिन चार हि,
गाजहि वीजहे बुंद विशेखो,
गर्भ धर्यो तब मासहि चारमें,
उन्नडदास प्रवीन! परेखो.

કારતક શુદિ ૧૨, માગસર શુદિ ૧૦, પોષ શુદિ ૫, તેમજ મહાશુદિ ૭ એ પ્રમાણે (શિયાળાના) ચાર મહિનામાં 'ચારદિવસ' ગણો; તેમાં જો ક્યાંય ગર્જના, વીજળી કે બુંદ (પાણી)ની વિશેષતા-હોવાપણું જુઓ, તો ઉન્નડદાસ કહેછે કે-હે! પ્રવીણ! એ ચારે માસમાં ગર્ભ ધરાયોછે, એમ સમજો.

## दोहा.

अंबुज नयनी हे सति! बचन सुनो सुखदाय;
महा मासको फल कहों, उन्नड हरिगुन गाय. १

હે! કમળ જેવાં નેત્રવાળી સતિ! તમે સાંભળો, હવે હું તમને "મહામાસનું ફળ" કહું છું:—

## दोधक वृत्त.

म्हा सुद पांचमकी विध जोई,

सूरकुंड अरु बादल होई;
दामनि जो कितहुत दरस्से,
आषढ बासर वार बरस्से. १

મહા શુદિ ૫ ને દિવસે એમ જોવું કે જો ક્યાં સૂર્યકુંડ (પરિવેશ), વાંદળાં કે વીજળી દેખાય તો અશાડ મહિનામાં બાર દિવસ સુધી વરસાદ વરસશે.

## कुंडलीआ.

म्हा सुद सातम द्वादशी, दच्छिन वाय समीर;
बीस सात आषाढ दिन, बूंद न परहें नीर;
बूंद न परहें नीर, सरावन सुद छठ नांहें;
दुगनी होत खरीद, पाड अन एक पठांई;
म्हा बिद पंचमिमांह, रहे बदला जो रातम;
सगरो बरस अषाढ, दरस बिद द्वादशि सातम. १

મહા શુદિ ૭ અને શુદિ ૧૨ ને દિવસે જો દક્ષિણ દિશાનો પવન વાય તો આષાઢ મહિનાના ૨૭ દિવસ સુધી (વરસાદના) પાણીનુ એક ટીપું પણ પડશે નહિ અને શ્રાવણ શુદિ ૬ સુધી અનાજ વગેરેના ભાવ બમણા ચડી જશે. બધાં અનાજનો ભાવ એક-સરખો થશે; વળી જો મહા વદિ ૫ માં-

તે દરમ્યાન અથવા તે દિવસ આકાશમાં રાતાં વાદળી દેખાય તો વદિ ૭ અને વદિ ૧૨ દેખાતાં સુધી આખો આષાડ મહિનો વરસાદની ઝડી થશે.

દોહા.

**फागन सुदकी अष्टमी, जो बदरा कुछ होय;**
**सुगाल बरस सुभक्ष है, पूनम निरमल जाय. १**

ફાગણ શુદિ ૮ ને દિવસે જો (આકાશમાં) કયાંય વાદળાં હોય તો અને પૂનમનો દિવસ ચોખ્ખો—વાદળી વિનાનો હોય તો વરસ સારૂં—સકાળ થશે, એમ સમજવું.



# हुतासनी विचार.

## चोपाइ.

**वायु हुतासनि कोहि बिचारा,**
**दिन घटि जब होतवहे चारा;**
**रेन घटिका चारहि जावे,**
**तास समे जो समीर रहावे. १**

હવે હું હુસાસની (હોળી) ના પવનનો વિચાર કહુંછું:—જ્યારે પાછલો ચાર ઘડિ ( આશરે ૧॥ કલાક) દિવસ-અસ્ત થવો બાકી હોય, ત્યાંથી માંડીને જ્યાં સુધી ચાર ઘડી રાત જાય, ત્યાં સુધી જે પવન રહે, તેનુ અવલોકન કરવું:—

पूरव वात लगे परपं पंका,
परदलको बहु पावत शंका;
उत्तर वायु करे झकझोरा,
सलभ बिगार करें सब ठोरा. २

જો પૂર્વ દિશાનો ( ઊગમણો ) વાયુ વાય, તો બીજા( શત્રુ )ઓના લશ્કરથી ભય ઉપજે, અને જો ઉત્તર દિશાનો વાયુ ખુબ ઝપાટાભેર વાય, તો સર્વે જગ્યાએ 'તીડ' નો ઉપદ્રવ થાય.

पश्चिम समीर अति सुखदाई,
घरघर मंगळचार कराई;
दछिन दिशाको पवन सु जोई,
रोगहिते कर दुखवत होई. ३

પશ્ચિમ દિશાનો પવન અતિશય સુખદાયક છે, તે વાય તો ઘેરેઘેર આનંદ મંગળ વર્ત્તાય—અર્થાત્

લોકો સુખી થાય; અને જો દક્ષિણ દિશાનો પવન વાય તો રોગ ( મરકી ) થી લોકો દુઃખને પ્રાપ્ત થાય.

चारहि दिशको पवन झकोरे,
प्रलयकाल पृथवी तब होरे;
राजा प्रजा दुखी सब कोई,
यामें संशय जिन करनोई. ४

એ ( હોળીની સાંજ ) સમયે જો ચારે દિશાનો પવન ખૂબ વાય તો પૃથ્વીનો પ્રલયકાળ-નાશ થાય ! અને રાજા પ્રજા સર્વ દુખી થાય, એ નિઃસંશય છે.

## दोहा.

हंस गवनि पिकबयनि! सुन, चैत्र मास फल जान;
दास उनड भाषा भने, शंकर के मनमान. १

હે ! હંસના જેવી ગતિવાળી અને કોયલના જેવા મધુર કંઠવાળી ! હવે જાણવા યોગ્ય **ચૈત્રમાસનું ફળ** કહું છું, તે તું સાંભળ; એ પ્રમાણે શંકરના મનને જે માન્ય થયેલી છે, એવી ભાષા આ ગ્રંથકાર ( કવિ ઉનડજી) ભણે છે:—

## तोटक वृत्त.

सुद एकम चैतर हें बदरा,

उपजे सु जुहार बकें ददरा;
सुद बीजहि बादल अंबरहैं.
बहुधा भइ बाजरी संबरहे. १
सुद तीजहिके तिल होत मने,
सुद चोथ करे चकचार घने;
सुद पंचमि निर्मलता ऊबहीं,
निहचें जु दुकाल परे तबहीं. २
सुद पंचमि रोहनि बुंद बना,
तब जात अषाढ सुमेघ बिना;
सुद सातम आर्द्रहि मेघ परे,
तबहु नहि श्रावन बूंद धरे. ३
सुद नोमि पुपं धर पानि परे,
तब भाद्रपदो न मलार करे;
सुद पूनम ओर चित्रा बरसे,
पुनि आशुग्र होवत ना सरसे. ४

ચૈત્ર શુદિ ૧ ને દિવસે જો આકાશમાં વાદળાં હોય તો દેડકાં બોલે અર્થાત્ વરસાદ વરસે અને જવાર (જુવાર) ની પેદાશ સારી થાય; તેમજ જો શુદિ ૨ ને દિવસે આકાશમાં વાદળાં હોય તો સંબર

–પાણી–વરસાદ થાય અને બાજરીની પેદાશ ઘણી થાય; વળી શુદિ ૩ ને રોજ વાદળાં હોય તો તલની પેદાશ થાય, અને જો સુદિ ૪ નાં આકાશમાં વાદળાં હોય હોય ઘણા ચકચાર–ફેલાવો–કિંવા અશાંતિ થાય. વળી શુદિ ૫ જો નિર્મળ ( વાદળાં વિનાની ) ન હોય તો નિઃસંશય દુકાળ પડે. શુદિ ૫ ને દિવસે રોહિણી નક્ષત્ર હોયને તેમાં વરસાદની બુંદ (છાંટા) પડે તો આષાઢ મહિનો આખો વરસાદ વિનાનો (કોરો) જાય. શુદિ ૭ ને દિવસે આરદ્રા નક્ષત્રમાં વરસાદ પડે તો શ્રાવણ મહિનામાં વરસાદની એકે બુંદ નહિ પડે; શુદિ ૮ ને પુષ્ય નક્ષત્રમાં જો પાણી પડે તો ભાદરવો મલાર ( વરસાદનો રાગ ) નહિ કરે, અર્થાત્ તે કોરો જશે. શુદિ ૧૫ અને ચિત્રા નક્ષત્ર વરસે તો આશોમાં ( વરસાદની ) સરસાઇ નહિ થાય.

## दोहा.

कार्तिक मासहिमें कहों, नछत्र गर्भ धरत;
मेघ अषाढहि मास हे, पंडित योंहि पढंत. १
चैतर सुदकी पंचमी, सस नैमि लिख लहु;
पूनम मेघहु परतहे, गरभपात कर देहु. २

जेठ सुदि द्वितियानको, गाज बीज घन होय;
हीन बर्ष तब होतहे, यह जानो सब कोय. ३
रोहनि दामनि दमकहे, बहुतर दिवस निकाल;
ऊपरांत जो गरभ, है होवत वरषाकाल. ४
चैत्र मास पख कृष्नमें, अष्ट चतुरदशि आन;
वायू दच्छन वाय हे, अनहद मेघ बखान. ५
मास वैशाख जु कृष्न पख, आठम द्वादशि एह;
जेते बदला नभ चढे, तेतो वरषे मेह. ६

પ્રથમ કહેલા સાધારણ નિયમ પ્રમાણે કારતક માસની અંદર જે નક્ષત્રે ગર્ભ ધર્યો હોય, તે આષાઢ માસમાં વરસાદ વરસાવે, એમ પંડિત લોકો કહેછે. ( એ નિયમ પ્રમાણે જે જે ગર્ભો ધરાયાં હોય તેનો ) જો ચૈત્ર શુદિ ૫, શુદિ ૭, શુદિ ૯ અને શુદિ ૧૫ ને દિવસે સહજ વરસાદ ( છાંટા ) પડે તો પાત કરી દેશે, અર્થાત્ તે ધરાયલા ગર્ભનો નાશ થઇ જશે. વળી જેઠ શુદિ ૨ ને દિવસે જો ગાજવીજ થાય તો તે વર્ષ હીણુ–માઠું–કરવરૂં થાય. છે, એમ સૌ કોઇએ સમજવું. તેમ જો રોહિણી નક્ષત્રમા વીજળી ચમકે તો ૭૨ દિવસ ( બે માસ

ને ૧૨ દિવસ ) કાઢી–વ્યતીત કરીને ઉપરાંત બાકી તે મુદ્દતનો ગર્ભ રહતો હોય તો વરસાઋતુ બેસે. ચૈત્ર મહિનાની વદિ ૮ અને વદિ ૧૪ ને દિવસે જો દક્ષિણ દિશાનો પવન વાય તો અનહદ–બે શુમાર વરસાદ થશે, એમ કહેવાય. વળી વૈશાખ માસની વદિ ૮ અને વદિ ૧૨ ને દિવસે જેટલાં વાદળાં આકાશમાં ચઢે, તેટલોજ વરસાદ ( વર્ષા ઋતુમાં ) થાય.

---

# अखात्रीज विचार.

## सोरठो.

अखात्रीज सु आन, वायूकां जु विचार यह;
मृगनयनी ! सु मान, कमलबदनि ! तोसों कहों. १

જ્યારે અખાત્રીજ ( વૈશાખ શુદિ ૩ "અક્ષયતૃતીયા" ) આવે, ત્યારે તેના વાયુનો આ પ્રમાણે વિચાર છે, તે હે ! મૃગનયની અને કમળવદની પાર્વતી હું તને કહુંછું, તે તું ગ્રહણ કર.

## चोपाइ.

अखात्रीजकी नई फजरमें,

पवन लगे सो राख नजरमें;
रंन घटी जब रहवें चारा,
सूर उवे जबलग है सारा. १

અખાત્રીજને દહાડે મેટી પરોડમાં જે પવન વાય તે બરાબર નજરમાં રાખવો. ચાર ઘડી રાત્રી બાકી હોય, ત્યાંથી કરીને સૂર્યનું બિંબ આખું દેખાય-સંપૂર્ણ સૂર્યોદય થાય, ત્યાં સુધીના વખતના પવનનું અવલોકન કરવું.

तास समयको वायु निहारे;
दिशादिशाहीको भेद बिचारें;
पूरव पवन करें झकझोरा,
अन तृन धन सूकत सब ठोरा. २

તે વખત દરમિયાનનો વાયુ નિહાળીને પછી તેના દિશાદિશાપ્રત્યેના ભેદનો (નીચે પ્રમાણે) વિચાર કરવો: જો જોસબંધ પૂર્વનો (ઉગમણો) પવન વાય તો અનાજ, ઘાસ અને ધન કહેતાં પશુઓ તે સર્વ જગાએ સૂકાય અર્થાત્ હીણું થાય.

अग्नि कोनको वायुजु आवे,
कूा तलाव न जलकों पावे;

दख्छिन दिशाको वाय समीरा,
अन बिन जंतु लहै बहु पीरा. २

पवन कोन नैरूतको आवे,
समग्र नवान नीरकों पावे;
पश्चिम दिशको पवन जु बरनी,
जल बिन कब सूके नहि धरनी. ४

જો અગ્નિ ખૂણાનો પવન વાય તો કુવા, તળાવ આદિ–જળાશયો પાણીને પામે નહિ, તેમાં પાણી આવે નહિ અર્થાત્ દુષ્કાળ પડે; તેમજ જો દક્ષિણ દિશાનો પવન વાય તો અન્નવિના પ્રાણિયો બહુજ પીડા પામે.

પરંતુ જો નૈઋત્ય ખૂણાનો પવન આવે તો તો બધા જળાશયો જળ–પાણીથી ભરપૂર થાય; તેમજ જો પશ્ચિમ ( આથમણી ) દિશાનો પવન એ સમયે હોય તો તેના પરિણામે વર્ષાઋતુમાં જમીન કોઇ દિવસ સૂકાયજ નહિ, અર્થાત્ વરસાદ વરસ્યાજ કરે.

आधा थोधा करो बिचारा,
ना दुकाल ना होत सुगारा;
वाव्य कोनको पवन विचारो.

जलधर अंबर एक निहारो. ५
अन धन तृन सब अनहद होई,
जीवहि जंत तृप्त सब कोई;
उत्तर दिशिको पवन जु आवे,
नदी तडाग[1] न नीर समावे. ६
पशु पंखी सब करत कलोले,
राजा प्रजा सुखी सब बोले;
पवन इशान सु लग्गे जबही,
मूसे सलभ बिगारें तबही. ७

અર્ધો સારી દિશાનો અને અર્ધો નરસી દિશાનો એમ મિશ્ર પવન હોય તો "નહિ દુકાળ કે નહિ સકાળ" એવું " કરવરૂં " માઠું વરસ થાય; વળી જો વાયવ્ય ખૂણાનો પવન લાગે તો આકાશ વાંદળાંથી એકાકાર થઈ જાય, અર્થાત્ પુષ્કળ વરસાદ વરશે અને તેથી અનાજ, ઘાસ, પશુઓ વગેરે બેશુમાર–ઘણાંજ થાય, તથા જીવ જંતુઓ સર્વ પરિતૃપ્ત થાય. વળી જો ઉત્તર દિશાનો પવન એવે સમયે હોય તો નદી, તળાવાદિ જળાશયોમાં પાણી સમાય નહિ એટલો

---

૧ તળાવ.

બ્બો વરસાદ થાય. (તેને પરિણામે) પશુ પક્ષી વગેરે સૌ ખુશીથી કલ્લોલ કરે અને રાજા પ્રજા સર્વ સુખચેનથી ફરે. વળી જો ઇશાન ખૂણાનો પવન વાય તો (જો કે વરસાદ થાય, પણ થયેલાં પાકનો) ઉંદરો તથા તીડો નુકસાન કરે.

थंभ पवंन रह्यो जब थीरा,
सब अकाशको कहे शरीरा;
तब विग्रह कां होवत रोगा,
छत्रभंग दुख पावत लोगा. *
अभख भखे उगरे नर कोई,
प्रभु न नयन दिखावहु सोई;
भखाश्रीजकी विध ए भाखी,[2]
तांके देव निरंजन साखी. ९

વળી કોઇપણ દિશાનો પવન ન લાગતાં આખા આકાશનો વાયુ માત્ર સ્થંભ સ્થિર થઇ રહે, તો લડાઇ કિંવા મરકી વગેરે રોગ પેદા થાય અને તેથી મનુષ્યોનો નાશ થાય; તેમજ છત્રભંગ થઈ લોકો દુ:ખને પામે. અભક્ષ–નખાવાજોગ પદાર્થો ખાઇને કોઇકજ

૨ કહી ( પંજાબી )

માણસ ઉગરે અર્થાત્ બાકી બીજાં બધાં મરી જાય. ઈશ્વર આપણને એવો વખત ક્યારે પણ આંખે ન બતાવે. કવિ ઉત્તડજી કહે છે કે-એ પ્રમાણે મારા સત્ય અનુભવથી મેં અખાત્રીજની વિધિ કહીછે, તેના નિરંજન દેવ-પરમેશ્વર સાક્ષી છે.

## दोहा.

अखात्रीजके दिवसको, सूर अस्त जब होय;
तास ठोर नीशान कर, निश्चय कीजे सोय. १
चंद्र अस्तके समयमें, देखीजें वे ठोर;
शशी होत उतरादमें, वे सुगालको जोर. २
जोई शिरपर आवहें, होत सुगाल दुकाल;
जो आवे दछनादकों, केवळ परहें काळ.

અખાત્રીજને દિવસે જ્યારે સાંજ સમયે સૂર્ય આથમે, ત્યારે ( ઝાડ, ઘરનો મોભ વગેરે ) ચોકસ સ્થળવડે તે કઈ જગાએ આથમ્યો, તેનું નિશાન કરી તે નક્કી કરવું; ત્યાર પછી થોડો વખત રહીને ચંદ્રનો અસ્ત થશે, ત્યારે તે સૂર્યાસ્ત સમયે નક્કી કરેલી જગા જોવી; જો સૂર્ય કરતાં ચંદ્ર ઉત્તરમાં આથમે તો સકાળનું જોર સમજવું; જો માથે-ઉપરાઉપરી આવે તો

સકાળ દુકાળનું મિશ્રણ–સાધારણ વર્ષ સમજવું, અને જો સૂર્ય આથમ્યો હોય તેથી દક્ષિણે ચંદ્ર આથમે તો કેવળ દુકાળ પડશે.

## चोपाइ.

अखात्रीजको दिवसहु आवे,
नछत्रको फल जान रहावे;
कृतिका आंवतहे जो कबही,
बरस समान होतहे तबही. ૧
रोहनि आवत हे दिन रेना.
होत सुगाल अति सुखचेना;
मृगसर आवे तब दुकाला,
अखात्रीजको फल यह बाला! २

વળી જ્યારે અખાત્રીજનો દિવસ આવે ત્યારે તે દિવસે આવતા નક્ષત્ર ઉપરથી પણ વરસાદનું ભવિષ્ય જણાયછે. તે એવી રીતે કે જો કદી કૃતિકા નક્ષત્ર આવે તો સાધારણ ( કરવરૂં ) વર્ષ થાય, રાત્રી તથા દિવસના બધા ભાગમાં જો રોહિણી નક્ષત્ર આવે તો સકાળ થાય અને લોકોને સુખ તથા આનંદ ઉપજે છે; પણ જો મૃગસર નક્ષત્ર આવે તો દુકાળ પડે. એ પ્રમાણે હે સુંદરી! અખાત્રીજનું ફળ છે.



## दोहा.

सुद अषाढ एकादशी, "देवपोढनी" देख;
सोम, भृगु, गुरु, आवहैं, होत सुगाल सु पेख. १
शनि, रवि, मंगल, आतहैं, तबे दुकाल दिखाय;
सुद पांचमकी दामनी, करत सुगाल कहाय. २
सुद अषाढकी अष्टमी, सूर अस्त जब पाय;
बूंद परे ता समयमें, सुख सुगाल उपजाय ३
बिद अषाढकी अष्टमी, चंद उदें[1] ता बार;
गज द्वादश बदलानमें, देखत भयो सुगार.

અષાડ શુદિ ૧૧ જેને લોકો "દેવપોઢની" એકાદશી કહેછે, તે દિવસે સોમ, શુક્ર અને ગુરૂવાર આવે તો વરસ સકાળ થાયછે; તથા શનિ, રવિ અને મંગળ આવે તો દુકાળ દેખાયછે. પરંતુ જો અસાડ શુદિ ૫ ને દિવસે વીજળી દેખાય તો તે સકાળ વરસનું ચિન્હ કહેવાય; તેમ અષાડ શુદિ ૮ ને દિવસ સૂર્ય આથમે તે સમગે જો વરસાદની બુંદ પડે

---

૧ અષાડ વદિ આઠમની મધ્યરાત્રે ઉગતા ચંદ્રને જોવા ખેડુત, વ્યાપારી વગેરે લોકો મેદાનમાં જાયછે, તેને "બાડો" કહેછે.

તો સકાળનું સુખ ઉત્પન્ન થાયછે. વળી અષાડ વદિ ૮ ને દિવસે (મધ્ય રાત્રે) ચંદ્ર ઉદય થાય તે આશરે (નજરના) બારેક ગજ જેટલો વાદળાંમાં ઢંકાયલો રહ્યા પછી દેખાય તો તે જોતાં વારજ સકાળ થયો, એમ જાણવું.



# पूर्णमासि बिचार.

## चोपाइ.

पूनम बरनों मासहि बारा,
सुनो भवानी ! बचन हमारा;
चैत्र मासकी पूनम चित्रा,
होत निर्मली तो बिध मंत्रा. १
बादल अंबरमांह रहावें,
आधी बरषा तब बरसावें;
चंद्रग्रहण जो होवत कबही,
करे जु उलकापात सें तबही. २
भांडो हाथ पंदर दश देखे,
तब बात ए शुभकर लेखे;
नांतर धान संग्रहो कीजे,
मास पंचमे लाभ सु लीजे. ३

હવે હું બારે મહિનાની પૂર્ણમાસીઓ વર્ણવું છું તે મારા વચનોને હે ભવાની! તમે સાંભળો:-

ચૈત્રી પૂનેમે ચિત્રા નક્ષત્ર હોય તે દિવસ નિર્મળ (વાદળ વિનાનો) હોય તો વર્ષ સારૂં ગણાય; પરંતુ તેમ ન હોય અને આકાશમાં વાદળા હોય તો (નિયમ કરતાં) અર્ધો વરસાદ વરસે. જો કદી તે દિવસે ચંદ્ર-ગ્રહણ હોય તો તે ઉલ્કાપાત કરનારૂં છે. વળી ઉદય થતો ચંદ્ર જો આશરે ૧૦-૧૫ હાથ વાદળાંથી ઢંકાયલો રહે તો તે વાત સારી ગણાયછે. અને જો તેમ ન થાય અર્થાત્ ચંદ્રોદય ખુલ્લો હોય તો અનાજનો સંગ્રહ કરવો, પાંચમે માસે તેનો લાભ મળશે.

**वैशाख पूनम आव विशाखा,**
**निरमळ भली भेद ए भाखा;**
**नांतर संग्रह कीजे धाना,**
**मास तीसरे लाभ बखाना. ४**

વૈશાખી પૂનેમે વિશાખા નક્ષત્ર નિર્મળ (વાદળ વિનાનું) હોય તો સારૂં. વાદળ હોય તો ધાન્યનો સંગ્રહ કરવો, તેનો ત્રીજે મહિને લાભ મળશે.

**जेठ पूनमे जेष्टा जानो,**

निरमाल हे तो अति सुख मानो;
नांतर धान राखिजें भारो,
चौथे मास लाभ है सारो. ५

જેઠની પૂનેમે જેષ્ઠા નક્ષત્ર જો નિર્મળ હોય તો અતિ સુખદાયક માનવું, નહિ તો ધાન્યનો ઘણો સંગ્રહ રાખવો, ચોથે માસે સારો લાભ થશે.

अषाड पूनम उतराषाढा,
अंबर बादल अतिशय बाढा;
गाज बीज अरु बंब बढावें,
धान बेचके धन करावें. ६

આષાઢી પૂનેમે ઉત્તરાષાઢા નક્ષત્ર હોય ને વાદળ, ગર્જના, વિજળી તથા વાદળાંની ગતિ વધે તો ધાન્ય વેચીને પૈસા કરવા. વર્ષ સારૂં નિપજે-ધાન્ય ઘણું પાકે.

श्रावन पूनम श्रवन सुहाई,
बादल संजुत नभ सुखदाई;
मेघ दशों दिश वरसे आई,
मास तीसरे अन सस्ताई. ७

भादो पूर्वभाद्रपद होई,
बादल संजुत शोभत सोई;

अन्न बेचके धनको लीजें,
एसी विध भादोमें कीजें. ८
आशू पूनम अश्वनि आवे,
निरमळ हे तो अन उपजावे;
कार्तिक पूनम कृतिका होई,
अति निरमळ सुखदायक सोई. ९
मागसर पूनम मृगसर देखें,
बिन बादल अन उपज बिसेखें;
पूनम पोष पुनर्वसु मानो,
तांको भेद पंडित पहिचानो. १०
दिन दूसरे बादल देखो,
सूर उदे नभ लाल परेखो;
वरषाकाल गहर घन गहके,
बरषा वरसे दादुर दहके. ११

શ્રાવણની પૂનેમે શ્રવણ નક્ષત્ર હોય તેમાં આકાશ વાદળ સંયુક્ત હોય તો દશે દિશાથી મેઘ આવીને વરસે ને ત્રીજે માસે અનાજ સોંઘું થાય. ભાદ્રવા શુદિ પૂનમે પૂર્વાભાદ્રપદા વાદળ સંયુક્ત સુશોભિત હોય તો અન્ન વેચીને ધન કરો. આશ્વિનની પૂનેમે અશ્વિની નક્ષત્ર નિર્મળ

હોય તો અન્નની પેદાશ વધારે, તે ઉત્તમ નક્ષત્ર છે. કાર્તિકી પૂનેમે કૃતિકા નક્ષત્ર નિર્મળ હોય તો તે સુખદાયક જાણવું માગશરની પૂનેમે મૃગશર નક્ષત્ર વાદળ વિનાનું હોય તો તે અન્નની પેદાશ વધારે.

પોષની પૂનેમે પુનર્વસુ નક્ષત્ર હોય અને બીજે દિવસે આકાશમાં વાદળાં દેખાય તથા સૂર્યોદય વખતે વાદળ લાલ દેખાય તો વર્ષાકાળમાં મેઘની અતિશય ગર્જના થાય તથા પુષ્કળ વરસાદ વરસતાં દેડકાં ઘણા શબ્દોચ્ચાર કરે.

म्हाकी पूनम मघ्घा होई,
शशी विमल वरषा अत जोई;
फागन उत्तराफाल्गुनि फूले,
विमल बूंद वरषा अत झूले. १२
गाज बीज अरु बूंद परेहें,
सब मोंघी वे जिनस करेहें;
बार मास पूनम परखीजें,
दास उनड हरि समरन कीजें. १३

માઘની પૂનેમે મઘ્ઘા નક્ષત્રમાં ચંદ્ર સ્વચ્છ હોય તો અતિશય વરસાદ થાય,

ફાગણની પૂનેમે ઉત્તરાફાલ્ગુની નિર્મળ હોય તો વરસાદની બુંદ બહુ પડે. પરતુ તેમ ન હોય અર્થાત્ ગર્જના, વીજળી અને વરસાદ પડે તો બધી વસ્તુ મોંઘી થાય. એમ ઉજાડદાસ કવિ કહે છે કે, મેં પરમેશ્વરનું સ્મરણ કરીને બારે માસની પૂનેમનું વર્ણન કર્યું.

## दोहा.

अमावास फागंनकी, पंचरूपि बदलान;
मास चार सूधें महा, गर्भ धरें, गुनवान. १

चैत्र मास चाहें नहीं, पंचरूपी बदलान;
जब कदाचहीं होतहें, सुनो दुकाल सुजान! २

शुद वैशाख जु मासमें, गाजवीज घन होय;
नीपत अन धन धानकी, सूधरे वरसा सोय. ३

जेठहि सुद ईशानमें, जब चपला चमकंत;
चत्र मास चत्र मासमें, दादुरिया दमकंत. ४

ફાગણ વદિ અમાસે જો આકાશમાં પંચરંગી વાદળી હોય તો વર્ષાઋતુના ચારે મહિના સુધરે અને ગર્ભ ધારણ થાય. (ગુણવાન–ફાયદાકારક વર્ષ નિપજે).

ચૈત્ર માસે પંચરંગી વાદળાં જોઇએ નહિ, તેમ

છતાં કદાચ હોય તો દુકાળ સમજવો. વૈશાખના શુદિ પક્ષમાં ગર્જના, વીજળી કે વાદળાં હોય તો અનાજ-પશુની વૃદ્ધિ થાય ને વરસ ઘણું સારૂં નીપજે. જેઠ શુદિ પક્ષમાં ઈશાન ખૂણે વિજળી ઝબકે તો ચોમાસામાં ચારે માસમાં દેડકાં બોલે અર્થાત્ વરસાદ પુષ્કળ થાય.

कार्तिक सुदकी द्वादशी, पोष शुद पंचमि जान;
मागसर शुदकी दशमी, म्हा सुद सप्तमि मान. ५
गाज, बीज, वरषा, करे, पंचरूपि बदलान;
चार मासमें मेघ है, अन उपजे प्रभ मान. ७

કાર્તિક શુદિ ૧૨, પોષ શુદિ ૫, માઘ શુદિ ૧૦, ને મહા શુદિ ૭ એ દિવસોએ ગર્જના, વિજળી અને વરસાદ કે પંચરંગી વાદળાં હોય તો ગર્ભ ધરાય અને ચોમાસાના ચારે માસમાં વરસાદ થાય.

चैत्र मास एकम दिना, रविवार जो आत;
वायु अतिशय वात हे, सुन मृगनेनी! बात. ७
भोम रोग भयकार कर, बुध दुरभक्ष दुकाल;
सोम, गुरु, शुक्र आतहें, होत सुभक्ष सुगाळ. ८
दैव जोग कर देतहे, शनीवार आवंत;

**प्रजा नाश छत्रभंग हु, जऊ बिन जंतु जरंत. ९**

ચૈત્ર શુદિ ૧ ને દિવસે રવીવાર હોય તો અતિશય વાયુ વાય; મંગળ હોય તો ભયકારક વર્ષ થાય, બુધ હોય તો દુર્ભિક્ષ–દુકાળ પડે; પરંતુ સોમ, ગુરૂને શુક્ર આવે તો વર્ષ સકાળ જાણવું. દૈવયોગથી શનિવાર આવે તો પ્રજાનો નાશ અને છત્રનો ભંગ થાય તથા પાણી વગર જંતુ બળીને મરી જાય.

**मास वैशाख सु अष्टमी, वदला होत अकाश;**
**प्रथम पो'रमें होतहे, बरषा जेठहि मास. १०**
**दूजे पो'र अषाढमें, तीजे श्रावन मास;**
**भाद्रपदो चौथे भयो, इन विध बरष अवास. ११**

વૈશાખ શુદિ ૮ ને દિન પેહેલા પહોરમાં આકાશ વાદળાંથી ભરપૂર હોય તો જેઠ માસમાં વરસાદ થાય; બીજા પહોરમાં વાદળ હોય તો અષાઢમાં, ત્રીજા પહોરમાં હોય તો શ્રાવણમાં અને ચોથા પહોરમાં વાદળ હોય તો ભાદ્રવામાં વરસાદ થાય.

**सँवत अठारहि अडसठा, मास वैशाख बिचार;**
**बिद त्रीजहि भृगुबारको, "मेघमाल" अवतार. १२**

સંવત્ ૧૮૬૮ ની સાલમાં વૈશાખ શુદિ ૩ ને

શુક્રવારને રોજ આ મેઘમાળા—"મેઘાડમ્બર" પુસ્તકનું અવતરણ થયું.

---

# अथ यंत्र विधि.

## दोहा.

एक यंत्र अब उच्चरों, जामें सब शुधि पाय;
बरष सुगाल दुकालकी, आगम देत कहाय. १
यंत्र मध्य अक्षर गिनो, बरष नाम+ ठहराय;
अंक जिते गिनती गिनो, यामें पंच मिलाय. २
सप्त भाग के कीजियें, जेते उबरे जोय;
षट एक हि जो बढतहें, बरषा सम तब होय. ३
पंच तीन बाढे तबे, दुरभख परे दुकाल;

---

+ નવું વર્ષ જ્યારે બેસે તે સમયની વેળા લઇને તેનું નામ ઠરાવે છે, તે કિંવા સંવત્સરનું જે નામ હોય તેમ નામનો પહેલો અક્ષર આ યંત્રમાં જોવો, તેની જોડે જે સંખ્યા લખી હોય તેમાં પાંચ મેળવી સાતે ભાગતાં જેટલા વધે તે પ્રમાણે સકાળ દુકાળ ઉપર મુજબ કહેવાય છે.

**दोउ चार बाकी रहे, भयो सुभक्ष सुगाल. ४**
**सात सुन्य बाके जबे, ह:त सुंन सुन गुंन;**
**दास उमर भाषा भने, जानतहैं बड मुंन. ५**

હવે હું એક યંત્ર કહુંછું, તેમાં સકાળ દુકાળ વર્ષનું ભવિષ્ય કહી શકાય, તેવી બધી ખબર પડેછે. એ યંત્રમાંના અક્ષરોની જોડે આંકડા લખ્યાછે, તેમાં વરસના આદ્યાક્ષરની જોડે આંક હોય તે લેવો અને તેમાં (૫) પાંચ મેળવવા, પછી તેને સાતે ભાગતાં જે વધે તેનું ફળ નીચે પ્રમાણે સમજવું:—

જો ૧ કે ૬ વધે તો સાધારણ વરસાદ થાયછે; ૩ કે ૫ વધે તો દુકાળ પડે; પણ જો ૨ કે ૪ વધે તો વર્ષ સારૂં–સકાળ નીપજે. ૦ કે ૭ વધે તો સર્વ સૂનું થાય. એ રીતે કવિશ્રી ઉમરજી કહેછે કે એ તત્વને મોટા મુનીશ્વરો હોય તેજ જાણેછે.

---

## यथा यंत्र.

| | | | |
|---|---|---|---|
| १ अ | ९ ऊ | १७ | २५ प |
| २ ध. | १० न | १८ ग | २६ क्ष |
| ३ द. | ११ स | १९ उ | २७ ट |
| ४ र. | १२ ज | २० क | २८ भ |
| ५ हृ. | १३ ल | २१ ठ | २९ ण |
| ६ म. | १४ ख | २२ फ | ३० ध |
| ७ त. | १५ ब | २३ ड | ३१ इ |
| ८ थ. | १६ घ | २४ छ | ३२ य |

## कुंडलीयो.

अंक जंत्रको आनियें, गिनति अंक गनेव;
बिषम सुगमकी सुध परे, भलो लहत यह भेव;
भलो लहत यह भेव, देव अंतरगत साखी;
बरण नाम ठहराय, लिखें पंडित अभिलाखी;

कहे उनड कैलास, रहे शंकर बिन शंका;
हीम सुता प्रर हरख, (से) आन जंत्रहके अंका. १

એ પ્રમાણે યંત્રના અંક લાવીને તે અંકોની ગણતરી કરે તો વરસની વિષમતા (દુકાળ) અને સુગમતા (સુકાળ) ની ખબર પડે તથા તે માણસ આ સારા બોધને મેળવે. અર્થાત્ એમાથી આ સારો બોધ મેળવાય છે, એમ મેં સર્વ અંતઃકરણમાં સાક્ષીરૂપ રહેલા ઈશ્વરને સમક્ષ રાખીને લખ્યું છે. તે પ્રમાણે વરસનું નામ ઠરાવીને ભવિષ્ય જાણવાના અભિલાષી પંડિતો લખેછે. કવિ ઉનડજી કહે છે કે શ્રીશંકરે કૈલાસમાં રહીને નિઃસંશય તથા હર્ષ સહિત પાર્વતીને આ યંત્રના અંક લખાવ્યા-બતાવ્યાછે.

## समाप्ति—छपय.

शंकर देव सुजान, भवं मुख अमृत भाखे;
पारवती संवाद, याद कर हृदये राखे;
जिहि विधि बरषा होत, तांहिकी सब शुधि पावे;
सब जन पूजे ताहि, विश्वमें नाम रहावें;
एसो सुभेद परमार्थ कर, भव देवी सब किय बरन;
अब दास उनड सरने अहे, जय! हर! हर! संकट हरन! १

ગ્રંથ સમાપ્તિ. સર્વજ્ઞ એવા મહાદેવે પાર્વતી-પ્રત્યે આ અમૃત રૂપ સારી વાણી કહીછે, તે જે માણસ યાદ કરીને અંતઃકરણમાં રાખેછે તે વરસાદ થવાની સર્વ રીતિઓની શુદ્ધિને પામેછે, સર્વ માણસો તેને પૂજે છે અને જગતમાં તેનું નામ રહેછે; એવો આ ઉત્તમ ભેદ પરમાર્થે કરીને પાર્વતી સમક્ષ મહાદેવે વર્ણવ્યો છે. હવે આ ગ્રંથને અંતે કવિ કિસનજી "જય! હર! હર! સંકટ હરન!" એવા મંગળકારક જય ઘોષ સહિત મહાદેવને શરણે જાયછે.



"સરસ્વતી શૃંગાર" નો વધારો

# અમારી ઑફિસનાં પુસ્તકો.

નવિન આવૃત્તિ, છપાય છે.

## ઉઢો અને હોથલ.

### એક પવિત્ર સ્વર્ગીય પ્રેમમય કચ્છી ઐતિહાસિક નવલકથા.

આ અતિ રસિક અને પ્રેમના અપૂર્વ નમૂના પ્રત્યક્ષ ચિતારવાળી વાર્તા જે ૧૧ પ્રકરણોમાં રચાયલી છે, અને "સરસ્વતીશૃંગાર" પુ. ૧ લાના અંક ૫ માથી પુ. ૨ જાના અંક ત્રીજા સુધીમાં પ્રગટ થયેલી છે, તેજ યોગ્ય સુધારા વધારા સાથે પુસ્તકના આકારમાં પ્રગટ કરિયે છિયે આ વાર્તામાં કુદરતના અલૌકિક બહાર અને દંપતિના અખૂટ પ્રેમનુ સારી ભાષામાં ઘણું ઉત્તમ વર્ણન કરેલું છે.

પહેલી જાન્યુઆરીસુધી મંગાવનારને રૂા. ૦–૬–૦ પાછળથી રૂા. ૦–૮–૦; ઉંચા ગિલ્ટના પાકા પુંઠાના રૂા. ૦–૧૨–૦

ચાર પ્રતો સાથે મંગાવનારને પોસ્ટેજ માફ, આઠે એક પ્રત ભેટ. વધારેને માટે કમિશન અમારા ધોરણ પ્રમાણે.



## પ્રથમાવૃત્તિની થોડીજ નકલો બાકી છે!

# વાર્તા વિનોદ

## પ્રથમ દર્શન

### "એકાવન વાર્તાઓનો અપૂર્વ સંગ્રહ"

કિંમત રૂ. ૧-૮-૦ પોસ્ટેજ ૦)=

આજસુધીમાં ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલાં નાની ઐતિહાસિક અને બોધક વાર્તાઓનાં સર્વ પુસ્તકોમાં આની બરાબરી કરે એવું એકે પુસ્તક નથી. તેમાં "સ્થળેસ્થળે ભિન્નભિન્ન ભાષાઓના મહાકવિઓની પ્રસ્તાવિક ઉત્તમ કવિતા મૂકેલી છે, તેથી તેની ખૂબીમાં ઘણોજ ઉમેરો થાય છે." આ પુસ્તક વિષે જાહેર છાપા અને શ્રેષ્ઠ વિદ્વાનોએ ઘણા ઉત્તમ અભિપ્રાય આપ્યા છે, તેમજ રાજા રજવાડાઓમાં તેની શ્રેષ્ઠતાને લીધે સેંકડો નકલો ખરીદાઇ છે.

---

### આર્યોના સર્વોત્તમ નીતિગ્રંથ

## "વિદુરનીતિ"નું કવિતારૂપ ભાષાન્તર.

રૉયલ ૧૨ પેજી ૧૫૦ પૃષ્ઠ, કિંમત રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૧-૦

આ આર્યોના માનનીય ગ્રંથવિદ ભગવાન વેદવ્યાસ પોતેજ કહે છે કે "નીતિ કહેનારાઓમાં

વિદુર સર્વોત્તમ છે." આ કવિતારૂપ ભાષાન્તર "કવિ જીવરામ અજરામર ગોરે સરલ ગુજરાતી ભાષામાં સારા પરિચિત છંદોમાં ઘણું ઉત્તમ કર્યું છે." એમ વિદ્વાનોએ અભિપ્રાય આપ્યા છે. તથા મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાના નામદાર ડિરેક્ટર સાહેબે અને વડોદરા દેશી કેળવણી ખાતાના મે. વિદ્યાધિકારી સાહેબે તે "સ્કૂલલાયબ્રેરી અને ઇનામખાતે મંજુર" કર્યું છે. ચાર પ્રતે પોસ્ટેજ માફ, આઠે એક પ્રત ભેટ. સામટામાં સારું કમિશન મળશે. મુંબઈના બુકસેલરોએ એની સંખ્યાબંધ પ્રતો ખરીદી છે.

---

### કવિશ્રી ઉદયરામ કૃત

# મોજદીન મેહેતાબ.

કદ સુપર રોયલ ૩૨ પેજી ૬૪ પૃષ્ઠ, બીજી આવૃત્તિ.

આ નાની હિંદી દોહરા સાથેની ગુજરાતી ગદ્યવાળી અતિ રસિક વાર્તાની બીજી આવૃત્તિ નવીન ગુજરાતી અક્ષરમાં ઊંચા ગ્લેઝ કાગળપર ઘણા સુધારા વધારા સાથે છપાવવામાં આવી છે. ચકચકતી કિં. ૦-૪

---

ગુજરાતી ભાષામાં પિંગળશાસ્ત્રનો
અપૂર્વ અને ઉપયોગી ગ્રંથ

# भगवत पिंगल.

મૂળ કવિ બાઉજીરજી કૃત હિંદીમાં; તેના 'કવિ જીવન'
કૃત સંપૂર્ણ ખુલાસાવાળી વિગતવાર ગુજરાતી
ટીકા સાથે કિંમત રૂ. ૧—૦—૦ પોસ્ટેજ ૦)=

આજ સુધી ગુજરાતી ભાષામાં પ્રગટ થએલાં પિંગળોમાં ન જણાયેલા એવા સંખ્યાબંધ નવિન ખુલાસા આ ગ્રંથમાં આપવામાં આવ્યા છે. બીજાં ગુજરાતી પિંગળોમાં જેમ **વર્ણ** અને **માત્રાનું સંખ્યા, પ્રસ્તારાદિ** બે રીતનું ગણિત આપેલું છે, તેમ આમાં એ બે ઉપરાંત ત્રીજું **ગાલ્હાનું સંખ્યા,** પ્રસ્તારાદિ ગણિત ઘણા વિસ્તાર અને ખુલાસાથી આપ્યું છે. વળી છંદોનાં ઉદાહરણોમાં **શ્રીકૃષ્ણના** પુત્ર **શાંબે,** દુર્યોધનની પુત્રી **લક્ષ્મણાનું હરણ કર્યું** તેની આખી કથા વર્ણવી છે, એ સર્વ બિના ધ્યાનમાં લેતાં આ અમૂલ્ય ગ્રંથ કવિઓ અથવા કાવ્યશા-

ના શોખિનો અને અભ્યાસીઓને ઘણુંજઉપયોગીછે.

આ પુસ્તક મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના નામદાર ડિરેક્ટર સાહેબે તથા વડોદરા કેળવણી ખાતાના મે. વિદ્યાધિકારી સાહેબે સ્કૂલ લાયબ્રેરી અને ઇનામ ખાતે મંજુર કર્યું છે.

જાણીતા કચ્છી વિદ્વાન

રા. રા. સચ્ચિદાનંદભાઇ નાનજીઆણીકૃત

# સુખસંભોગ.

કિંમત રૂ. ૧-૪-૦ પોસ્ટેજ ૦)=

સાદી ભાષામાં વ્યવહારિક દ્રષ્ટાંતોવડે સરળ તત્ત્વજ્ઞાનનો બોધ આપનાર અને જેમાં વ્યવહાર અને પરમાર્થ બંનેનું જ્ઞાન મળે એવું "સંસારના ભોમિયા" રૂપ પુસ્તક આવું બીજું કોઇ નહિ હોય. કદ ડેમી ૪૦ ફોર્મે, ઉત્તમ ગ્લેઝ કાગળપર સુંદર મોટા અક્ષરની છપાઇ, સળંગ છીંટનું પાકું પૂઠું.

આ પુસ્તક ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ શાળાઓનાં ઇનામ અને લાયબ્રેરીઓ ખાતે મંજૂર કર્યું છે.

પ્રસિદ્ધ બંગાળી બાબુ રૉમેશચંદ્રદત્તપ્રણિત

# માધવી કંકણ.

આ મિ. નારાયણદાસ ઠક્કુરેકૃત ભાષાન્તર ઘણું સરલ અને અસરકારક છે, આ ઐતિહાસિક નૉવેલનો મોગલાઈ રાજ્યના વખત સાથે સંબંધ છે, અને તેમાં ઘણા જાણવાજોગ અગાઉના બનાવોનું સ્પષ્ટ ભાષામાં વર્ણન કરેલું છે. આ ગ્રંથ **"સરસ્વતી શૃંગાર"ના ગ્રાહકોને સંવત ૧૯૫૮ ની સા**લની ભેટ" આપવા માટે તૈયાર કર્યો છે.

આગળથી ગ્રાહક થઈ નામો નોંધાવનારને રૂ. ૧, પાછળથી રૂ. ૧॥; પોસ્ટેજ ૦)=

**કચ્છના જાડેજા કવિ શ્રી ઉજાડજી કૃત**

# खुरावोकुमारी

ગદ્યપદ્યાત્મક હિંદુસ્તાની વાર્તા.

**બીજી આવૃત્તિની ઘટાડેલી કિંમત રૂ. ૦-૮-૦**

આ વાર્તા કચ્છ દેશમાં ઘણી પ્રસિદ્ધ અને લોકપ્રિય છે, એનું ગદ્ય પણ કાવ્યરૂપ છે, અને કવિતાના શ્લોકમાં સંપૂર્ણ અર્થ આપેલો છે. પૂરતા ગ્રાહક થયે **બીજી આવૃત્તિ** તરત બહાર પડશે

કવિ જીવન કૃત

# પ્રેમપચીસી

આ પ્રેમવિષયનો કવિતારૂપ નિબંધ ઘણી સિ-
ધી ભાષામાં, જગપ્રસિદ્ધ પ્રેમી દંપતિઓનાં દ-
ષ્ટાંતોથી ભરપુર અને બહુ સુંદર કવિતામાં રચા-
યલો છે. કવિતામાં બહુધા સવૈયા-ઇંદ્રવિજય વૃત્ત
છે. "પ્રેમ શબ્દ પર ગ્રંથ રચવા," એવા વિવાદપર-
થી આની રચના થએલી છે. એની **પહેલી આ-
વૃત્તિ** માત્ર એક માસમાં ખપી જતાં હાલ વા-
રંવાર માગણી થવાથી આ "બીજી આવૃત્તિ" ઘણા
સુધારા વધારા સાથે છપાય છે. ઘટાડેલી કિં.રૂ. ૦)॥

કવિ જીવન કૃત

# કાવ્ય કળાધર

## કળા પહેલી

ક્રાઉન ૧૬ પેજી લગભગ ૧૦૦ પૃષ્ઠ, કિંમત રૂ. ૦॥

એમાં વિવિધ વિષયોપર રચાયલી અને ભિન્ન
ભિન્ન માસિકોમાં પ્રગટ થયેલી **જીવરામ અજરા-
મર ગોર ઉર્ફે કવિ જીવન**કૃત સંખ્યાબંધ **શૃંગાર,
વીર, શાંત,** વગેર રસોમાં રચાયલી કવિતાઓ છે.
સ્વર્ગવાસી **કવીશ્વર શ્રી દલપતરામ ડાહ્યાભાઇએ**
આ પુસ્તક વિષે ઘણો ઉંચો અભિપ્રાય આપ્યો છે.

કચ્છના જાણીતા કવિ શ્રી ઉમરજી કૃત.

# મેઘાડમ્બર.

"બીજી આવૃત્તિ"ની ઘટાડેલી કિંમત રૂા. ૦-૪-૦
પહેલી આવૃત્તિમાં આની ટીકા પદ્યાત્મક હતી, તે આમાં ગદ્યમાં કરી છે, અને સર્વે બાબતના સિ-ગતવાર ખુલાસા આપ્યા છે. એમાં "**વરસાદનું ભવિષ્ય જોવાની સેંકડો યુક્તિઓ બતાવે-લી છે.**" જે માણસો તેનો અનુભવસહિત અભ્યાસ ને અવલોકન કરે છે તે એ બાબતમાં ઘણું જા-ણવા સમર્થ થાય છે.

અતિ અદ્ભુત ડિટેકટીવ નૉવેલ.

# સાત ખૂન.

અંગ્રેજી રાજ્યની શરૂઆતમાં દિલ્હીશહેરમાં થયેલાં **સાત ખુન** એક ચાલાક ડિટેકટીવ અમલદારે કેવી યુક્તિ, સાહસ, અને હિંમતથી પકડયાં છે! તેનો આ આબેહુબ ચિતાર છે. આ પુસ્તક "**સ-રસ્વતી શૃંગાર**" પુસ્તક બીજાના **ગ્રાહકોને ભેટ** આપવામાં આવ્યું હતું. તેની થોડીજ નકલો બાકી છે. કદ રોયલ ૧૬ પેજી ૧૨૦ પૃ. કિં.રૂ. ૦-૮-૦

## સુનીતિદર્શક-નાની વાર્તાઓનું પુસ્તક.

# હિકાયતે લતીફ

૯૬ મોટા રોયલ ૪ ફોર્મ, કિંમત રૂ. ૦—૪—૦

આ અંગ્રેજી હાઇસ્કૂલોમાં ચાલતા ફારસી નીસિબ ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર છે, તેમાં દરેક વાર્તા નીચે તેનો સાર આપેલો છે. હાલ થોડા વખતથી ગુજરાતી શાળાઓના "વગરધોરણ"માં મુખ્ય મહેતાજીએ વાર્તાઓ શીખવવાનો હુકમ થયો છે, તેમને આ પુસ્તક ઘણું ઉપયોગી થશે. મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાના નામદાર ડાયરેક્ટર સાહેબે તથા વડોદરાના મે. વિદ્યાધિકારી સાહેબે "સ્કૂલ લાયબ્રેરી અને ઇનામ ખાતે મંજુર" કર્યું છે.

## ઉપલાં સર્વ પુસ્તકો

**"સરસ્વતી શૃંગાર" ઓફિસ ભુજ,** એ સરનામે તથા અમારા બીજા એજન્ટો પાસેથી રોકડી કિંમતે કિંવા વી. પી. બુકપોસ્ટ મંગાવવાથી મળશે.



પુરતા ગ્રાહકો થયે જલદી બહાર પડશે !

# ચૈતન્ય શક્તિ. (*Vital Force.*)નું

## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર,

**પ્રથમથી ગ્રાહક થનાર પાસે રૂ.૧, પાછળથી રૂ.૧ાા.**

આ "લગ્ન" ના પુસ્તકના રચનાર પ્રખ્યાત મ-નોવિજ્ઞાનશાસ્ત્રી ડૉક્ટર આર. બી. ડી. વેલ્સનો અતિ ઉપયોગી, વિશ્વોપકારક અને જગતપ્રખ્યાત શાસ્ત્રીય ગ્રંથ છે. અને તે "લગ્ન"ના પુસ્તકથી પહેલાં લખેલો છે. કેટલાકોના માનવા મુજબ તે "લગ્ન"નો પહેલો ભાગ છે તેમાં કેટલાક ગુણ દોષોનાં કારણ, લક્ષણ અને ઉપાય ઘણી ઉત્તમ રીતે બતાવેલાં છે. આ ગ્રંથ દરેક બુદ્ધિશાળી સ્ત્રી પુરુષોને તથા ખાસ કરીને દેશી વૈદ્યો અને ડાક્ટરોને તો અવશ્ય અ-વલોકન કરવા યોગ્ય છે ગ્રાહક થવા ઇચ્છનારે ફક્ત **ભુજ "સરસ્વતી શૃંગાર"** ઓફિસમાં, પોતાના પૂરતા સરનામા અને ચોક્કસ ઠેકાણા સાથે લખી જણાવ. તથા ગ્રંથ બહાર પડતાં સુધીની મુદતમાં તેમના સરનામાની ફેર બદલી થાય તો તે પણ એક કાર્ડમાં લખી જણાવવું.

# આડત અને કમિશન.

ભુજ "સરસ્વતી શૃંગાર" ઑફિસ. આબરૂદાર વ્યાપારીઓને જરૂર માલ યોગ્ય કમિશન લઇ ખરીદી આપશે તથા વેપારીઓ માલ વેચાવાને માટે તેમના માલિકોને મોકલી આપશે. વળી કચ્છ પ્રાંતે જેમને પુસ્તકો છપાવવા વગેરે બાબતના એજન્ટની જરૂર હોય, તેમણે મજકુર માસિકના અધિપતિ અને માલેકને નામે પત્ર વ્યવહાર ચલાવવો.

અમારા કોઇ પણ પુસ્તકની ૪ પ્રત એક પાકી-ટમાં મંગાવનારને પોસ્ટેજ માફ, આઠે એક પ્રત ભેટ, ૧૦ પ્રતે ૧૫ ટકા, ૨૫ પ્રતે ૨૦ અને ૫૦ કે તેથી વધારે પ્રતો મંગાવનારને ૨૫ ટકા કમિ-શન આપવામાં આવશે.

## "સરસ્વતી શૃંગાર"ના ગ્રાહકોને "ખાસ લાભ."

જેઓ અમારા માસિક "સરસ્વતી શૃંગાર"ના ગ્રાહક હશે, અને જેમણે ચાલતી સાલનું લવાજમ મોકલી આપ્યું હશે, તમને અમારું કોઇ પણ પુસ્તક ( એક નકલ મંગાવશે તોપણ ) ૨૫ ટકા કમિ-શન કાપીને આપવામાં આવશે.

કચ્છ-ભુજ 'સરસ્વતી શૃંગાર' ઑફિસ. } જીવરામ અજરામર ગોર "સરસ્વતી શૃંગાર" ના અધિપતિ અને માલેક.

## "સરસ્વતીશૃંગાર" ઑફિસનાં પુસ્તકો.

| ક્રમ | પુસ્તકનું નામ ઇત્યાદિ | કિંમત રૂ. આ. | પોસ્ટેજ આ. પા. |
|---|---|---|---|
| ૧ | વિદુરનીતિનું કવિતારૂપ ભાષાન્તર* | ૦–૧૦ | ૧–૦ |
| ૨ | વાર્તાવિનોદ. પ્રથમ દર્શન. | ૧–૮ | ૨–૦ |
| ૩ | સુખ સન્માર્ગ+ | ૧–૪ | ૨–૦ |
| ૪ | ભગવત પિંગળ * | ૧–૦ | ૧–૦ |
| ૫ | લગ્ન (નવી આવૃત્તિ.) | ૦–૧૨ | ૧–૦ |
| | „ પાકા ગિલ્ટના પુઠાની. | ૧–૦ | ૧–૦ |
| ૬ | માધવી કંકણ ( નૉવેલ ) | ૧–૪ | ૨–૦ |
| ૭ | સાત ખુન (ડિટેક્ટીવ નૉવેલ.) | ૦–૮ | ૦–૬ |
| ૮ | પ્રેમ પંચોતરી+ (બીજી આવૃત્તિ) | ૦–૩ | ૦–૬ |
| ૯ | કાવ્ય કળાધર કળા ૧ લી+ | ૦–૮ | ૦–૬ |
| ૧૦ | મેઘાડમ્બર+ (બીજી આવૃત્તિ ) | ૦–૪ | ૦–૬ |
| ૧૧ | મોજહીન મેહેતાબ (બીજી આવૃત્તિ) | ૦–૩ | ૦–૬ |
| ૧૨ | ખુશરો કુમારી. (બીજીઆવૃત્તિ) | ૦–૮ | ૧–૦ |
| ૧૩ | હિકાયતે હતીફ*(નાની વાર્તાઓ.) | ૦–૪ | ૦–૬ |
| ૧૪ | ઉઢો અને હોથલ (નવી આવૃત્તિ.) | ૦–૮ | ૧–૦ |
| | „ પાકા ગિલ્ટના પૂઠાની | ૦–૧૨ | ૧–૦ |
| ૧૫ | દાસબાબ સ્તોત્ર.+ | ૦–૨ | ૦–૬ |
| ૧૬ | "સરસ્વતીશૃંગાર" પુ.૧લું બાંધેલું | ૩–૦ | ૪–૦ |
| ૧૭ | „ પુ.૨જું „ | ૨–૮ | ૩–૦ |

**મળવાનાં ઠેકાણાં:-અમદાવાદ**-મેસર્સ ચિમનલાલ ચુનીલાલ એન્ડ કું. "આર્યોદય" પ્રેસ બિલ્ડીંગ ( સોલએજંટ ), બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે; **મુંબાઈ**-પંડિત જયેષ્ઠારામ મુકુંદજી; **સુરત**-બુકસેલર-બાલુભાઈ ઇચ્છારામ; **વડોદરા**-જાણીતા બુકસેલરો; **રાજકોટ**-બુકસેલર બહેચરભાઈ મેઘજી; **માંડવી ( કચ્છ )**-નાગોરી ચાંપસિંહ ભીમરાજ અને મુલ્લાં કરીમજી; **અંજાર**-નિ૦ લાલજી જયેષ્ઠારામ મહેતા (કાસમભાઈ કરિમાણીની પેઢી પર.) **ભુજ** મેસર્સ વાલજી શિવરામ એન્ડ કંપની તથા અમારી ઑફિસ.

કચ્છ-ભુજ
"સરસ્વતી શૃંગાર"
ઑફિસ.

**જીવરામ અજરામર ગોર.**
અધિપતિ "સરસ્વતી શૃંગાર.

---

આ લીસ્ટમાંનાં (*) આવી નિશાનીવાળાં પુસ્તકો મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબ તથા વડોદરા સ્ટેટના મે. વિદ્યાધિકારી સાહેબ બન્નેએ અને (+) આવી નિશાનીવાળાં માત્ર વડોદરાના મે. વિદ્યાધિકારી સાહેબે "**ઇનામ અને સ્કૂલ લાયબ્રેરી માટે મંજુર**" કરેલાં છે.

